



# મલબાર પ્રદેશની રૂપરેખા.

( સચિત્ર )




— સંપાદક અને પ્રકાશક —

**માધવરાય ગીગાભાઇ જોશી.**

તંત્રી "મલબાર સમાચાર", ન્યુરોડ, કોચીન




कर्मण्ये वाधिकाररते मा फलेषु कदाचन ।

मा कर्मफल हेतुर्भूर्मा ते संगो ऽस्त्व कर्माणि ॥




—— એન. ગોવિંદ શર્માએ સંપાદક અને પ્રકાશક માટે ——
ભારત મિત્રમ્ પ્રેસ, ન્યુરોડ, મટ્ટાનચેરી, કોચીન માં મુદ્રિત કર્યું.

[વિક્રમાબ્દ ૧૯૮૩ ]　　　　[ ખ્રિસ્તાબ્દ ૧૯૨૭

—— મૂલ્ય ——

રૂપિઆ ૩—૦—૦ ટપાલ ખરચ જુદું.

મલબાર સમાચારના ગ્રાહકોને ભેટ

# Malabar Pradeshani Ruparekha.

(outlines of malabar)

---

EDITED & PUBLISHED BY

**MADHAVRAI GIGABHAI JOSHI**

Editor " The Malabar Samachar"

(The first and only Gujerati Journal in South India)

NEW ROAD, MATTANCHERRY

**COCHIN.**

PRINTED AT

THE BHARATHA MITHRAM PRESS, COCHIN

by N Govind Sarma for the Editor

---

V S 1983] 1102 M. E [1927 A. D

*Price Rs 3/-*
*Postage extra*

*Free to the Subscribers of Malabar Samachar.*



Shrijut Purushottambhai Amarshee, The Proprietor and chief Partner of Messrs Nagjee Purushottam & Co. Calicut

શ્રીમાન શેઠ પુરૂષોત્તમ ભાઇ અમરશી મેસર્સ નાગજી પુરૂષોત્તમ કમ્પની કલીકટના સ્થાપક અને મુખ્ય ભાગીદાર

# સમર્પણ પત્ર.

સૌજન્ય સાગર શિર છત્ર

**શ્રીમાન્ પુરૂષોત્તમભાઇ અમરશી**

શુભનિવાસ—કચ્છમાંડવી.

મહાનુભાવ

આપ દક્ષિણ હિન્દમાં વસતા ગુજરાતી સમાજના ભૂષણ રૂપ " શેઠ નાગજી પુરૂષોત્તમની કમ્પની, લીમીટેડ" ના ઉત્પાદક વડીલ અને મુખ્ય સંચાલક છો; પ્રમાણિકતા અને સત્ય નિષ્ઠાથી આગળ વધી સમાજમાં આપે જીવનનો આદર્શ રજુ કર્યો છે વ્યાપારિક દક્ષતાથી મલબારના વ્યાપારિક જગતને આપે મોહિત કર્યું છે; સામાજિક સેવાના સન્માર્ગોમાં આપ આપનું ન્યાય સંપન્ન દ્રવ્ય છૂટે હાથે વેરતા આવ્યા છો ને અતિથિ સત્કાર એ આપનો પ્રિયમાં પ્રિય વ્રત છે. આ અને આવાં અનેક વિશિષ્ટ કારણોથી આ ગ્રંથ આપ જેવા ગુણજ્ઞ પુરૂષના હસ્તકમલમાં આ મારા સાપ્તાહિક પત્રની ભેટનું પુસ્તક માનપૂર્વક અર્પણ કરૂં છું.

| | |
|---|---|
| માઘ શુક્લ પૂર્ણિમા<br>વિક્રમાબ્દ ૧૯૮૩<br>"મલબાર સમાચાર" ઓફિસ<br>કોચીન | લી. હું છું આપનો<br>કૃપાનુરાગિન્<br>માધવરાય ગીગાભાઇ જોષી |

# વન્દેમાતરમ ।

વન્દેમાતરમ્ સુજલામ્ સુફલામ્
મલયજ શીતલામ્ શસ્ય શામલામ્ —માતરમ્
શુભ્ર જ્યોત્સ્ના પુલકિત યામિનિ
ફુલ્લ કુસુમિત દ્રુમદલ શોભિનિમ્
સુહાસિનિમ્ સુમધુર ભાષિણિમ્
સુખદામ્ વરદામ્ માતરમ —વન્દે૦
ત્રિંશકોટિ કંઠ કલકલ નિનાદ કરાલે ।
દ્વિ ત્રિંશકોટિ ભુજૈ ધૃતખર કરવાલે ।
કે બોલે મા તુમિ અબલે ?
બહુ બલ ધારિણિમ નમામિ તારિણીમ
રિપુદલ વારિણિમ માતરમ —વન્દે૦
બાહુતે તુમિમા શક્તિ ।
હૃદયે તુમિ મા ભક્તિ ।
તો મારઇ પ્રતિમા ગડિ મન્દિરે મન્દિરે
ત્વં હિ દુર્ગા દશ પ્રહર :ધારિણિ
કમલા કમલ દલ વિહારિણી
વાણિ વિદ્યા દાયિનિમ
નમામિત્વમ, નમામિ કમલામ
અમલામ અતુલામ
સુજલામ સુફલામ માતરમ —વન્દે૦
શ્યામલામ સરલામ
સુસ્મિતામ ભૂષિતમ
ધરણીમ ભરણીમ માતરમ —વન્દે૦

# પ્રસ્તાવના.

આપણાં ગુજરાતી સાપ્તાહિક પત્રોના સમ્પાદક બન્ધુઓએ પોતાનાં ગ્રાહકોને દર વરસે એક ભેટનું પુસ્તક આપવાનો રિવાજ કરી રાખ્યો છે તે પ્રમાણે ભેટમાં અપાતાં પુસ્તકો બહુધા નવલ કથાના રૂપે હોય છે; આ રંગી બેરંગી ને ચિત્ર વિચિત્ર કલ્પનાથી યોજાએલા નવલ કથાનાં પુસ્તકો દ્વારા ગ્રાહકોનું મનરંજન કરીને જીવનના ઉચ્ચ આદર્શો રજુ કરી શકાય છે. પરંતુ સામાન્ય વર્ગ જીવનના ઉચ્ચ આદર્શો તરફ લક્ષ આપતો નથી ને ઉલટાં કલ્પનાના ઘોડા સાથે ઉડી મનને રંજન કરતાં તરંગી અને વિલાસી બની જાય છે. સમાજમાં તેથી એક પ્રકારનું દુષ્પરિણામ ઉત્પન્ન થાય છે એટલા માટે તેમની આડી અવળી રૂચીને ખુશ રાખવા માટે નહીં પણ તેમના સંસાર વ્યવહારની જરૂરીઆત જેથી પુરી પડે એવાં ભેટનાં પુસ્તકો અપાય તો સમાજનું વિશેષ કલ્યાણ થઇ શકે એવો અમારો નમ્ર મત છે. અમારાં આ લક્ષ્ય પ્રમાણેનું આ પુસ્તક રચી અમો અમારા મલબાર સમાચારના ગ્રાહક ગણ આગળ પ્રથમ વર્ષની ભેટ રજુ કરીએ છીએ.

મલબાર અથવા જેનું પ્રાચીન નામ કેરલ છે તે ભારતવર્ષની નન્દનવાડી છે. પર્વતનાં એક ઉચ્ચ શૃંગ પર ચડી કેરલ પ્રદેશ નિહાળીએ તો પૃથ્વી ઉપર એક સળંગ લીલો ગાલીચો પથરાએલો જણાશે. વચ્ચે વચ્ચે ને કિનારિએ કિનારિએ રૂપેરી ચાંદલા કીત કે જરીની કોર જેવાં તળાવડાં, ઝરણ, નદીઓ, ખાડીઓ અને સાગરનાં પાણી દેખાશે પણ નરી ધરતી દષ્ટિએ નહીં આવે. આ રમ્ય પ્રદેશમાં આપણે ગુજરાતીઓ કેટલાએ સેકડા થયા આવી વસ્યા છીએ ને આ પ્રદેશની નીપજને નિકાસ કરવાના વ્યાપાર પર સાર્વભૌમપણું પ્રાપ્ત કર્યું છે છતાં આ પ્રદેશના વિશેનું કંઇ પણ સાહિત્ય હજુ સુધી આપણી ભાષામાં થયું નથી. કંઇ થોડું ઘણું વસ્તુ આ પુસ્તક દ્વારા રજુ કરવાનું સદ્ભાગ્ય સર્વ શક્તિમાન પ્રભુની અસીમ કૃપાથી આજ અમને સાંપડે છે.

એ સંભવ છે કે આ પુસ્તકમાં રજુ કરેલી બીના કરતાં ઘણી વધારે હકીકત આ પ્રદેશમાં વસનારી કેટલીક મહાનુભાવ વ્યક્તિઓના ખ્યાલમાં હોય પણ સીલ સીલેવાર અને નિર્ણિત રીતે તો નહીજ, આથી અમે જ્યારે અમારાં ગ્રાહકોને ભેટનું પુસ્તક આપવાનો પાકો વિચાર કર્યો ત્યારે સૌથી પહેલાં વર્ષમાં ને પહેલીજ તકે સમાજ આગળ મલબાર પ્રદેશનું કંઇક વર્ણન આપીએ તો ઠીક એમ અમને લાગ્યુ એટલે અમે મલબાર પ્રદેશની રૂપરેખા એ નામ યોજી ઉપયુક્ત સાહિત્ય મેળવવા માંડ્યું. શરૂઆતમાં શું લખશું એમ થતું હતું પણ જ્યારે સાહિત્ય એકઠું થવા લાગ્યું ત્યારે આ પ્રદેશમાંના ભૂગર્ભ, વનપ્રદેશ, વનસ્પતિ, જલપ્રદેશ, લોક, લોકના રૂઢીરીવાજ, ભાષા, પ્રાચીન ઇતિહાસ, રાજ્ય વ્યવસ્થા, દેવ મંદિરો, પ્રાચીન અર્વાચીન નરનારીઓનાં જીવન ચરિત્રો, વ્યાપાર ને ખીલવી શકાય એવા હુન્નર ઉદ્યોગ, વિગેરે વિગેરે દરેક વિષય ઉપર એક એક સ્વતંત્ર પુસ્તક લખાય એવું અમને જણાયા વિના રહ્યું નહિ. પણ અમારો આ પહેલોજ પ્રયાસ હોવાથી એ સર્વ વિષયોમાંથી થોડુંથોડું તારવી કરી વિશેષ ભાગે વેપારી વર્ગના અમારા ગ્રાહક ગણને ઉપયુક્ત થઇ પડે એવી વિગતો ટુંકમાં સંગ્રહી આ પુસ્તક તઇયાર કર્યું. એટલે આ પુસ્તકમાં મલબાર પ્રદેશના ભાગો, ખેતીવાડી, જંગલો, જળમાર્ગ, રાજ્ય વ્યવસ્થા, વેપાર ને

જૈન સમુદાય સંબંધીની ટુંકી હકીકત આપી છે આ સંગ્રહ માટે અંગ્રેજી મરાઠી ભાષાના પુસ્તકો સરકારી રિપોર્ટો અને વેપારી મંડળોના અહેવાલોની મદદ લેવી પડી છે તેથી અમે તે તે પુસ્તકોના લખનારાઓ અને અહેવાલોના સંપાદકોનો આભાર માનીએ છીએ

એકને હાથે તાળી પડતી નથી તે પ્રમાણે અમારા આ કામમાં કેટલાએક સુજ્ઞ સજ્જનોએ અમને સહાયતા ન આપી હોત તો અમે આ પુસ્તક પ્રકાશમાં લાવવાને શક્તિમાન થાત નહીં અમારા આ કાર્યમાં સર્વથી ઉમદા મદદ શ્રીયુત શેઠ નાગજીભાઈ અમરશી, શ્રીયુત ભાઈ નથુભાઈ નેમીદાસ પારેખ અને શ્રીયુત મુરબ્બી પ્રેમજીભાઈ દુર્લભદાસની છે

ઉચ્ચ ભાવના વાળા શ્રીમત નાગજી ભાઈ અમરશીએ અમારા જીવનરૂપી દીવડામાં તેલ પૂર્યું એટલુજ નહીં પણ પુસ્તક પ્રકાશમાં આવે ત્યાં સુધી ઉત્તેજન ઉત્સાહ હિમ્મત, સૂચનાઓ અને પ્રેરણાઓ આપી અમને ઘણા ઉપકૃત કર્યા છે માન્યવર ભાઈશ્રી પારખે આ પુસ્તકના આદિથી અંત સુધી પડખે ઉભા રહી પ્રોત્સાહન આપ્યા કર્યું છે, વળી શેઠ નાગજી પુરૂષોતમ કંપની અને શ્રી કલીકટના જૈન દેરાસરજીનો ઈતિહાસ લખવામાં, ચિત્રો પૂરા પાડવામાં અને એવી બીજી રીતે ઘણી સહાયતા આપી છે વૃદ્ધ અને સામાજિક ધાર્મિક ને રાજનૈતિક વિષયોના ઘણા ઉંડા અભ્યાસી તેમજ મલયાળમ ભાષા અને મલયાળમ પ્રદેશના સાહિત્યના કુશળ જ્ઞાતા મુરબ્બી પ્રેમજી ભાઈએ શરીરની અસ્વસ્થ દશામાં તેમજ વ્યવસાયની અતિશય પ્રવૃત્તિમાં પણ અવકાશ લઈ પુસ્તકના વસ્તુ પર નજર રાખવામાં ઘણી કાળજી રાખી છે તે માટે અમે તેમના કરજદાર છીએ

પુસ્તકના અંતિમ ભાગમાં આ પ્રદેશમાં વસતાં નામીચા ને સમાજના ભૂષણરૂપ શેઠ નાગજી પુરૂષોતમ કમ્પની વિગેરે પ્રભૃતિ મહાશય ગણનો પરિચય આપ્યો છે આમ કરવાનું એક કારણ એ છે કે આ ધનાઢ્ય પુરૂષોના જીવનમાંના સાહસ દક્ષતા અને કર્તવ્ય પરાયણતા પર સારો પ્રકાશ પડે ને ભવિષ્યના સાહસિકોને માર્ગદર્શક થઈ પડે જો કે આ પ્રયાસ સંપૂર્ણ નથી આ પ્રદેશમાં ઘણા મહામાન્ય ગુજરાતી વેપારી નરો થઈ ગયા છે જેઓ તેમના ગજા મરીના સમ્રાટ, દાનેશ્વરી વિગેરે કહેવાય ગયા છે પરંતુ એ સર્વ સંબંધીની હકીકત અવકાશ અને સાધનના અભાવે રજુ કરવાનું બની શકયું નથી

મલબાર પ્રદેશની હકીકતના સાહિત્યો પુરા પાડવામાં અને છાપ કામમાં કલીકટના નોરમેન પ્રિન્ટિંગ બ્યુરોવાળા મિ અચ્યુત નાયર ચેમ્પીઅન પત્રના સંપાદક શ્રી પી એ શંકર શાસ્ત્રી, એરનાકોલમના ઇન્ડસ્ટ્રીઅલ સ્કૂલ પ્રેસના મેનેજર રેવરન્ડ બ્રધર લિઓ અને ભારત મિત્ર પ્રિન્ટિંગપ્રેસના વ્યવસ્થાપક બન્ધુ એન ગોવિન્દ શર્માએ અમૂલ્ય સહયોગ આપ્યો છે તેમજ શ્રીયુત જે એમ ઠાકોર, બી જે અંજારીઆ અને રા રા ખટાઉ ખીમજી રાજપુરીઆએ આ પ્રયાસ માટે ઘણી ચાહના બતાવી છે તે સર્વનો અમે અંતઃકરણ પૂર્વક ઉપકાર માનીએ છીએ

આ અમારા અલ્પ શક્તિને અપૂર્ણ સાધનવાળા પ્રયાસમાં ઘણી ત્રુટિ, દોષ વિગેરે રહી ગયા હશે તો ગુજરાતથી ઘણે દૂર આવા પ્રદેશમાં અનેક મુસ્કેલીઓ વેઠીને અમે આટલું જ કરી શકયા છીએ તે સામે કૃપાદૃષ્ટિ રાખી ગુજરાતના વિદ્વાનો અને અન્યવિજ્ઞ પુરૂષો હંસ વૃત્તિ દાખવશે એવી પ્રાર્થના છે

— સંપાદક





**શ્રી સિધ્ધેશ્વરાય નમ :**

# મલબાર પ્રદેશની રૂપરેખા.

## આમુખ.

યં પૃથગ્ધર્મ ચરણાઃ પૃથગ્ધર્મ ફલૈષિણઃ
પૃથગ્ધર્મૈઃ સમર્ચન્તિ તસ્મૈ ધર્માત્મને નમઃ
યસ્માત્ સર્વાઃ પ્રસૂયંતે સર્ગપ્રલય વિક્રિયાઃ
યસ્મિન્ શ્ચૈવ પ્રલીયન્તે તસ્મૈ હેત્વાત્મને નમઃ —શ્રીમસ્તવરાજ

શ્રી ગોકર્ણ ક્ષેત્ર (ગોવા)થી કન્યાકુમારી સુધીનો પ્રદેશ શ્રી પરશુરામે બ્રાહ્મણોને દાન આપવા માટે વસાવ્યો; ત્યાં નાળિએરીઓ પુષ્કળ થતી હોવાથી તે પ્રદેશનું નામ કેરલ પાડયું. કેરલ એટલે નાળિએરી ઉત્પન્ન થાય છે તે પ્રદેશ.

સંસ્કૃત ભાષાનાં અઢાર પુરાણોમાંનાં સ્કન્દ પુરાણના સહ્યાદ્રીખંડ નામક પ્રકરણમાં આ પ્રદેશની ઉત્પતિનું વર્ણન છેઃ વળી કેરલ માહાત્મ્ય અને કેરલોત્પતિ નામના બે સંસ્કૃત ગ્રંથો પણ આ પ્રદેશની ઉત્પત્તિ, સ્થિતિ વૃદ્ધિ અને ઇતિહાસ વિગેરે જાતનાં વર્ણન માટે ઘણા જુના વખતમાં લખાએલા છે.

ભારતવર્ષ ખંડની વચ્ચો વચ્ચ વિન્ધ્યાચલ સૂતો છે ને તેણે આ દેશના બે મુખ્ય વિભાગ કર્યા છે. ઉત્તર વિભાગ અને દક્ષિણ વિભાગ, આ બેઉ વિભાગના પાંચ પેટા વિભાગ કહેવાયા છે. પંચગૌડ અને પંચ દ્રાવિડ. પંચ દ્રાવિડ (મહારાષ્ટ્ર, કર્ણાટક, કેરલ, તેલુગુ અને ઉરો) માં કેરલનો સમાવેશ છે.

પૂર્વે ચોલ, પાંડ્ય ને ચેરા વંશના ચક્રવર્તિ રાજાઓ આ પ્રદેશ પર રાજ્ય કરતા હતા. ઉત્તરમાં ગોકર્ણ ક્ષેત્ર, દક્ષિણે કન્યાકુમારી, પૂર્વમાં સહ્યાદ્રિ પર્વતની હારમાળા અને પશ્ચિમે અરબીસમુદ્રના ઘેરાં આસમાની પાણી, એ ચતુર દિશાની વચ્ચેની પાતડીપનાની લાંબી ભૂમિ તે જ શસ્યશ્યામલામ્ કેરદ્રુમદલ શોભિનિમ્ કેરલ માત.

ચેરાવંશના છેલ્લા ચક્રવર્તિએ ઇશુની નવમી સદીના લગભગ પોતાનું સામ્રાજ્ય પોતાનાં અવસાન સમયે કુટુંબીજનોને ટુકડે ટુકડે વહેંચી આપ્યું એટલે એ સામ્રાજ્ય માંથી નાની નાની. રાજ્ય સંસ્થાઓ (તરવાડ) ઉદ્ભવી ને સમ્રાટનાં સ્મરણાર્થે લોકોએ ત્યારથી (ઇ. સ. ૮૨૫થી) સંવત્

ચલાવ્યો એ આ પ્રદેશનો સંવત્ આજે પણ પ્રવર્તમાન છે આજ મલયાળમ સાલ ૧૧૦૨ની ચાલે છે

નારિએલ, મરી, સોપારી ને તેજાનાની નીપજે વિદેશીઓને મોહિનિ લગાડી હતી એટલે ગ્રીક, રિઝ ચીન અરબ વિગેરે પ્રજાઓનો વેપાર અર્થે આ પ્રદેશ મા અવર જવર હતો જ, બાદમા પોર્ટુગીઝ, ફ્રેન્ચ અને અંગ્રેજના ટાફલા અહીંઆ આ યા ને તેમણે વેપાર સાથે સાથે જમીન પરની સત્તા પણ સ્થાપી

છેવટે કેરલની મહાભૂમિના ટુકડા ટુકડા થઇ જવા થી વિચ્છેદ થતા થતા આખરે મહારાષ્ટ્ર, કોંકણ, કર્ણાટ ક પાંડય વિગેરે પેટા વિભાગ કેરલથી અલગ થયા અને આજ એ કેરલની સરહદ દક્ષિણ કર્ણાટકના દરિઆ કિનારા પરના મગલાપુર ( મેંગલોર ) બંદરથી છેક દક્ષિણે કોનાનોર આગળ આવીને ઉભી રહી દક્ષિણે કન્યા કુમારી પૂર્વમા પાલઘાટ અને કોઇમ્બતુર વચ્ચેના વાલીઆર સ્ટેશનથી લઇને પશ્ચિમે સમુદ્રના કિનારા સુધીની કેરલ ભૂમિ લેખાય છે

કેરલનું નામ પણ મલયાળમ, માલાબર અથવા મલબાર પડયુ છે અને એ મલબાર નામક પ્રદેશ પણ ત્રણ જૂદી જૂદી રાજકીય સત્તામા વિભાજીત થએલો છે બ્રિટિશ મલબાર, કોચીનનુ રાજ્ય અને ત્રાવણકોરનું રાજ્ય

આ પ્રદેશમા હિંદુ મુસલમાન ખ્રિસ્તિ એ ત્રણે ધર્મના લોક મોટા પ્રમાણમા વસે છે લોક સાદુ જીવન ગાળ નાર છે પ્રદેશ જગલો, પહાડો અને નદી નાળા ને ખાડીઓથી ભરેલો છે વેપારનો અને તરેહનો કામો માન પુ કળ પ્રમાણમા થાય છે તે બધા બદરોએ આવે છે ત્યાથી વિદેશ માટે બહાર નિકાસ થાય છે મેંગલોર, કનાનોર, ટેલીચરી બડગરા, કલીકટ પોન્નાની, કોચીન ને અલેપી નિકાસના બદરો છે ત્યા આપણા ગુજરાતી વેપારીઆની વસ્તી છે અંદરના પ્રદેશની સર્વ પેદાશ બ દરે આની એકઠી થાય છે એટલે વેપારની વસ્તુઓ ત્યા જ તઇયાર મળી રહેનાથી આપણા ભાઇઓ અદરના પ્રદેશમા ગેલા નથી તેથી અદરના પ્રદેશનો વેપાર આપણા થી અણ ખેડાયેલો છે

નિકાસના વેપાર ઉપરાત હુન્નર ઉદ્યોગો ખીલવી શકાય એવા પુષ્કળ સાધનો આ પ્રદેશમા છે માત્ર સાહસ, ધઇર્ય અને મુડીની જરૂર છે,

બન્ધુઓ ! ! આવો, શસ્ય શ્યામલામ્ કેરલભૂમિ આપના પાદાર્પણથી પ્રસન્ન થશે લોક ગરીબ જમીન રસકસવાળી, રાજ્ય તત્રનાં બધારણ ઉદાર અને વરસાદ પુષ્કળ છે



# ત્રાવણકોરનું રાજ્ય.



"*In the whole of India*, there is no state with greater fertility of resources, with more picturesque surroundings, with ampler opportunities for work, with richer prospects of developements than Travancore" —*Lord Curzon.*

"The Travancore is one of the fairest and most interesting realms that Asia has to show" — *Sir M. E. Grant Duff*

## સામાન્ય વર્ણન.

મલયાળમ્ ભાષામાં ત્રાવણકોરને તિરૂવિતાકુર કહે છે. સંસ્કૃતમાં એનું નામ શ્રી વર્ધમાનપુર છે. એની ઉત્તર દિશાએ કોચીનનું દેશી રાજ્ય, અંગ્રેજ સરકારનો કોઇમ્બતુર જીલ્લો, પૂર્વમાં મદુરા અને તિનેવેલી જીલ્લાઓ અને દક્ષિણે તેમજ પશ્ચિમે હિંદી મહાસાગર આવેલ છે.

ઉત્તરથી દક્ષિણ સુધી ત્રાવણકોર રાજ્યની લંબાઇ ૧૭૪ માઇલ અને પૂર્વથી પશ્ચિમમાં વધારેમાં વધારે પહોળાઇ ૭૫ માઇલની છે એનું ક્ષેત્રફળ ૭૬૨૪૮૪ ચોરસ માઇલ છે. કદમાં તે કોચીનથી પાંચગણું, પુદુકોટાના દેશી રાજ્યથી ૬ ગણું મોટું છે. વડોદરા રાજ્યનો ૭/૮ મો ભાગ, ગ્વાલીઅરનો ૨/૭ મો ભાગ, માઇસોરનો ૧/૪ મો ભાગ અને નિઝામ હૈદરાબાદ કે કાશ્મીરના દેશી રાજ્યોનો ૧/૧૨ મો ભાગ થાય છે.

ત્રાવણકોરનું સંસ્થાન દક્ષિણ હિંદનો એક સુંદર બગીચો છે. ઉત્તર અને પૂર્વમાં પહાડો આવેલા છે તે અંગ્રેજ સરકારની સરહદને ત્રાવણકોર રાજ્યની સરહદથી જૂદી પાડે છે. આ પહાડોની તળેટીમાં આસપાસ અને ઉપરના ભાગમાં ગાઢ જંગલો આવેલાં છે. તે આ સંસ્થાનની સાચી કિંમતનો ભંડાર છે, જેમાંથી આવકરૂપી અનેક ઝરણાં સદાકાળ વહ્યા કરે છે સમુદ્ર કિનારા પર એક જગોએ દશ માઇલની પહોળાઇની પટીનો એક ટાપુ છે તે નાળિએરીના ખીચોખીચ વૃક્ષોથી ભર્યો પડ્યો છે. તે ટાપુ આ રાજ્યનો કાચા સોનાનો ખજાનો ગણાય છે.

ઉત્તરથી દક્ષિણ ડુંગરાઓની હારમાળા, ખીણો, અસંખ્ય નાની નાની નદીઓ અને વિશાળ કાંપવાળી નહેરો ને ખાડીઓથી આ સંસ્થાનનો ભૂપટ મનોરમ રીતે ચિતરાઇ રહ્યો છે.

સંસ્થાનની દક્ષિણે ઠેઠ છેડે એક સપાટ પ્રદેશ છે તે ભોળા ભાળા લોકોના ઝુંપડા, ઘરો, તાડવૃક્ષના ઝુંડ અને લીલા પીળા ધાનના ખેતરોથી સદાયે શોભી રહ્યો છે.

હિંદુસ્થાનમાંની દરેક પ્રકારની આબોહવા આ સંસ્થાનમાં ઓછીવત્તી અનુભવી શકાય છે. સંસ્થાનની મૂળ આબોહવા તો સખત ગરમીવાળી છે તો પણ પહાડોના કેટલાક શિખરો પરની ઠંડી તો યુરોપના ઉત્તર દેશોની ઠંડીને પણ ભુલાવી દે તેવી હોય છે- થોડાક નીચાણમ

એટલે ૩૦૦૦થી ૪૦૦૦ ફીટની ઉચાઇના વચગાળાના ભાગમા ઇંગ્લાડના જેવી ઠડી પડે છે વરસાદ ની મોસમમા આકાશ વાદળાથી છવાયેલુ રહે છે ને દિવસોના દિવસો સુધી સૂર્યદર્શન થતા નથી, પણ જાન્યુઆરીથી મે મહીના સુધી સખત ગરમી અનુભવાય છે

## પર્વતો

ડુગરાઓના દેખાવમા અદ્ભૂત રમણીયતા ભરી છે ઉચા ઉચા ડાળા લીલો લીલા વાના પડેરી હારબધ ઉભા હોય એવા એ ડુગરાઓ લાગે છે વાનાઓની કિનારીએ કે વચ્ચે વચ્ચે રૂપેરી ફીત કે ચા ના ચાનાથા હોય એમ નદીઓ અને તળાવડા જળના ભર્યા પણ શોભે છે ખીણોમા અસખ્ય દેવમદિરો અને ખ્રિસ્તિગો ા દેવળો આવેલા છે શાન્ત નિર્જન સ્થાનમા ઝરણાના મધુ કલરવ સાથે દેવળોના ઘટ અને દેવમદિરોના ટો ગના ઘોર બજતા સણી આહ્લાદ ઉત્પન્ન થાય છે આ પ્રદેશનુ પ્રકૃતિ સૌંદર્ય પ્રેક્ષકને મુગ્ધ કર્યા વિના રહેતુ નથી

પહાડોના શિખરો પર ચા અને રબરના અસખ્ય બગીચાઓ આવેલા છે આરોગ્યના સુખાકારી ભરેલી છે અનેક યૂરોપીઅન મૂડીદારો આ બગીચાઓમા ચા અને રબરની ખેતી કરી ધનના ઢગલા કમાઇ રહ્યા છે ઉચા પહાડના શીખરો ગગનને ચુબવા જતા હોય એમ જણાય છે

**આનમલા** અથવા જેને હાઇરેન્જ કહેવામા આવે છે તે પહાડ આ સસ્થાનનો સૌથી ઉંચાણનો પ્રદેશ છે સસ્કૃતમા એનું ગજ શૈલમ્ નામ છે, ગજ શૈલમ્ એટલે હાથીઓનો ડુગર ડુગરાના જગલોમા હાથીઓના ટોળે ટોળા દોડતા હોય છે ડુગરા પર ૨ માઇલ લાબો અને ૧૪ માઇલ પહોળો સપાટ પ્રદેશ છે ડુગરનુ ઉચામા ઉચુ શિખર આનામુડી છે ને તે સમુદ્રની સપાટીથી ૮૮૩૭ ફીટ ઉચુ છે ત્યાની હવા ઉટાકમડ જેવી છે દુનિયાના બાહોશમા બાહોશ શિકારીઓની છાવણીઓ અહીંઆ પડેલી હોય છે અહીઆથી પહાડી લોકો મધ પુષ્કળ પ્રમાણમા મેળવી નીચે જઇ સપાટ પ્રદેશમા વેચે છે.

**કારડેમમ હિલ** ના પહાડો લગભગ ૪૦૦ ચોરસ માઇલનો છે સમુદ્રની સપાટીથી ૩૫૦૦ ફીટ ઉચાણનો પ્રદેશ છે ડુગરાળ ભાગમાના એગોગ નામના ગામની સીમમાથી શરૂ થાય છે પણ તે દક્ષિણમા ૬૦ માઇલની લબાઇ સુધી ચાલી જાય છે સૌથી છેડે અગસ્ત્યકૂટ નામનુ સ્થળ આવે છે ત્યા અગસ્ત્ય મુનિનો આશ્રમ છે તે સ્થળ ૬૨૦૦ ફીટની ઉચાઇએ છે અહીઆ પહેલાના વખતમા એક વેધશાળા હતી પહાડ પર પીરમેડ નામનુ સુદર સ્થળ છે જે સ્થળનું નામ પીર મહમદ નામના એક મુસલમાન સાઇના નામ પરથી પડ્યુ છે એ સાઇ ઓલીયાની જગ્યા પણ હજુ ત્યા છે. જગલોમા હાથી વાઘ, વરૂ વિગેરેની જબરી રાડ છે અને સાહસિક મનુષ્યો મેળવી હોય એવા શિકારના ઉસ્તાદો પોતાની મોજ પૂરી કરી શકે છે

**મહેન્દ્રગિરિ** એ આ સસ્થાનની છેક દક્ષિણે આવેલ એક ડુગરની હારમાળાનુ ઉચુ શિખર છે શ્રીરામ સેનના નાયક હનુમાન લકામા જવાને જે પહાડ પરથી કુદ્યા હતા તે આ પહાડ છે એમ કહેવાય છે

## નદીઓ

ઉચા ઉચા ડુગરાઓમાથી જળના અસખ્ય ઝરણા ઝરે છે ને જરા પણ પરસ્પર મેળવના તે ઝરણા નદીનુ રૂપ ધારણ કરે છે અને અનેક નાના મોટા ટેકરા ઓને ઓળગતા ઓળગતા ખળખળ નાદ કરતી નાચ તી કૂદતી એ નદીઓ આગે જઇ વિશાળ નદેરો અને ખાડી ઓમા મળે છે સગમ થતા પહેલા ઘણાએ વિસ્તાર સુધી તે નદીઓ વિસ્તૃત ઉડુ ને પહોળુ રૂપ ધારણ કરે છે તેથી બે પ્રદેશ વચ્ચે અવર જવર કે માલ લાવજાવ કરવા માટે હોડીઓનો ઉપયોગ થાય છે.

**પેરિઆર**—આ સંસ્થાનમાં આવેલી બધી નદીઓમાં પેરિઆર નદી ઘણી મોટી અને સુંદર છે. તે ઉંચા પહાડોમાંથી નીકળીને ૧૪૨ માઇલ સુધી વહી કોચીન રાજ્યના કોડંગલુર (ક્રેંગનુર) ગામ પાસેની ખાડીને મળે છે. મદુરા પાસે આ નદીના જળસમુદાયને ખેંચીને ખેતીવાડીને પાણી પુરું પાડવા મદ્રાસની સરકાર તરફથી વૉટર વર્ક્સ સ્થાપવામાં આવ્યું છે. નદીના પ્રવાહ અને પ્રવાહની આજુબાજુનો ૮૦૦૦ એકરના વિસ્તાર જેટલો ભાગ ત્રાવણકોરની સરકારે મદ્રાસ સરકારને વાર્ષિક ૪૦ હજાર રૂપીઆના બદલામાં આપ્યો છે.

**પમ્બા**—એ નદીનું બીજું નામ રાણી છે. ૯૦ માઇલની લંબાઇની છે. ત્રાવણકોર સંસ્થાનમાં આ એક ઘણી સુંદર નદી છે. મૂળમાંથી આગળ ચાલતાં ૨૦ માઇલના છેટે અચન કોઇલ અથવા કુલકાડ નામની નદી મળે છે અને ત્યાંથી ૫ માઇલને છેટે મણીમલા નામની બીજી નદી જે પીરમેડમાંથી નીકળી વહતી આવે છે તે મળે છે. આ નદીઓનાં પાણી ખેતી માટે ઘણાં ઉપયોગી છે.

**કલ્લાર**—નદી પણ ૭૦ માઇલની લંબાઇની છે. પહાડોમાંથી ઝરતાં ઘણાં ઝરણાં આ નદીમાં મળે છે તેમાં મીનમુડી નામનું એક ઝરણું ઘણું પ્રસિદ્ધ છે. આ નદી અષ્ટમુડી ખાડીને મળે છે.

આ સિવાય બીજી ઘણી નાની નાની નદીઓ જેવી કે **કુલકડા** ૭૦ માઇલની લંબાઇની, **ઇથાદપુળા** ૬૨ માઇલની લંબાઇની, **કરમના** ૪૨ માઇલની લંબાઇની અને **નેયાર, મીનાચીલ, વામનપુરમ** દરેક ૩૫ માઇલની લંબાઇની છે. આ બધી નદીઓ ઘણી સુંદર છે.

**તામ્રપર્ણી**—નદી ૩૭ માઇલની લંબાઇની છે પણ તે નદીના જલ પ્રવાહને બાંધી લેવામાં આવ્યો છે અને એ રીતે એકત્રિત કરેલા જલ રાશીમાંથી લગભગ ૭૦ હજારના વિસ્તારની જમીન પર ખેતી સારૂ પાણી પુરૂં પાડી શકાય છે.

## સરોવરો

નદીઓ ઉપરાંત આ સંસ્થાનમાં વિશાલ જલસમુહો છે તેમાંના ઘણાં ખરાંનાં જલ ખારાં છે ને તેઓ સમુદ્રની ખાડીઓને લગતાં છે. આવા જલ સમુહોને સરોવરો કહેવાં, નહેરો કહેવી કે ખાડીઓ કહેવી એ એક સવાલ છે પણ અહીંના ભૂગોળ શાસ્ત્રીઓએ એમને સરોવરો કહ્યાં છે તેથી આપણે પણ તેને સરોવર કહેવું. પરંતુ આ સરોવર એવી રીતે લગોલગ નાની મોટી નદીઓ, નહેરથી કે ખાડીઓ પાણીથી જોડાએલાં છે કે તેથી એકજ મહાન્ જલ સમુહ બનીને આખા સંસ્થાનમાં લાંબો અબાધિત જલમાર્ગ વ્યવહાર બન્યો છે.

**વેમ્બનાડ**—આ સંસ્થાનમાં મોટામાં મોટું સરોવર છે. તેની લંબાઇ ૩૨ માઇલ અને પહોળાઇ ૯ માઇલની છે તે આ રાજ્યના ૭ તાલુકામાં થઇને પસાર થાય છે. કેટલીક જગાએ તે ઉંડું છે અને કયાંક ઘણું છીછરૂં છે. તેની વચમાં પાતિરામણલ નામનો એક ટાપુ છે તે નાળિએરીનાં વૃક્ષોથી ભર્યો છે. એમ કહેવાય છે કે એક નમ્બુદિર બ્રાહ્મણ પ્રવાસ કરતાં અહીંઆ આવતાં સંધ્યા વંદન કરવાનો સમય થઇ જવાથી અહીંઆ આગળ નાવમાંથી કૂદી પડ્યો હતો. તેની યાદગીરીમાં આ ટાપુ બન્યો છે.

**કાયંકુળમ્**—સરોવરની લંબાઇ ૧૯ માઇલની છે અને બન્ને કિનારા વચ્ચે ઘણી પહોળાઇ છે. ઉત્તરેથી કોચીનનો જલમાર્ગ અને દક્ષિણેથી ક્વીલોનનો જલમાર્ગ આ સરોવરમાંથી પસાર થાય છે. અરબી સમુદ્રમાં આ સ્થળેથી એક વિશાળ મુખનો જલસમુહ પેસે છે, તે ઠેકાણાંનાં બારાંનું નામ પણ કાયંકુળમ્ છે. આ બારાંમાં અરબી સમુદ્રમાં સફર કરતાં દેશી વહાણો આવી શકે છે. ક્વીલોનના સ્વતંત્ર રાજ્યનો નાશ થયો ન હતો તે વખતે આજથી બે ત્રણ સૈકા પૂર્વે આ બારૂં ડચ લોકોના આવાગમન દિવસોમાં એક અગત્યનું સ્થળ હતું.

**અષ્ઠમુડી**–સરોવર ક્વીલોન પાસે આવેલુ છે. તેમા કલ્લાર નદી પડે છે સમુદ્ર આગળના નિડગ નામના બાન સાથે તે જોડાએલુ છે. તેનો એક ફાટો ક્વીલોનના સરકારી રાજમહેલ પાસે આવેલો છે તે સ્થળનુ દૃશ્ય અપૂર્વ પ્રકૃત સૌંદર્યવાળુ હોવાથી તેને લોચ લોમન્ડ એવુ નામ અપાયેલુ છે

**પરૂર**–સમુદ્રના બારાને જોડાયેલુ છે અને પાણીનો પ્રવાહ તોફાની હોવાથી બારૂ મોટુ ભયકર ગણાય છે

**અન્જુતેગુ**–તે નામના જ બ્રિટિશ સરહદના ગામની નજીકમા આવેલુ છે

## નહેરે અને જલમાર્ગ

મોટા તળાવો અને સમુદ્રની ખાડીઓ વચ્ચે કેટલાક નાના જમીનના ટુકડાઓને ખોદી ઉડી પહોળી નહેરો બનાવવામા આવેલી છે જેથી લાબા અબાધિત જલમાર્ગનો વ્યવહાર બની રહે એવા એક મોટી નહેર ત્રિવન્દ્રમથી ચનનકેરા સુધીની ૧૧૩ ૪ માઇલની લાબી નહેર છે ચનનકેરાથી કડીટાટમ સુધી બીજી એક નહેર છે નાડયરાથી પરૂર સુધી એક સીધો જલમાર્ગ છે નાડયગ અને પરૂરના બે તળાવોને જોડવાને એક પરૂર નહેર ૧૮૮૦ મા તૈયાર કરવામા આવી હતી અને ક્વીલોનની નહેર પણ પરૂરના સરોવરને અષ્ટમુડીના સરોવર સાથે જોડી દેવાને તેજ વખતે ખાદવામા આવી હતી અષ્ટમુડી અને પોણમના વચ્ચે બીજી એક ચાવરા નહેર આવેલી છે અને ત્યાર બાદ આયીન્ગતેગુ ખાડી આવી છે ત્યાર પછી કાયકુળમનુ સરોવર આવે છે તેની સાથે નિકુન્નપુળા ખાડી તોટાપલીનેરીને જોડી દે છે અને ત્યાથી પમ્પા નદી વેમ્બનાડ સરોવરમા વહે છે અલપ્પઇની નહેર ખાડી સાથે જોડાએલી હોવાથી વ્યાપારિક અગત્યતા ધરાવે છે ત્રિવન્દ્રમ્ કન્યાકુમારી સાથે દેશની અદરના જલમાર્ગ દ્વારા જોડી દેવા સારૂ એક નહેર બનાવવાની યોજના ઘડાઇ હતી પણ તે અધુરી છે

ખાડીઓની સાથે ઉડી પહોળી નહેરો જોડાએલી હોવાથી જલમાર્ગનો વ્યવહાર ઘણો અગત્યતા ધરાવે છે તેવો એક જલમાર્ગ બ્રિટિશ મલબારના તિરૂરથી શરૂ થઇને કિનારે કિનારે ઠેઠ ત્રિવેન્દ્રમની દક્ષિણે ૨૦ માઇલ સુધી ચાલ્યો ગયો છે ત્રિવેન્દ્રમ અને ક્વીલોન વચ્ચે વરકલા ખાતે ૬ માઇલની પહોળાઇ વાળો જમીનનો એક ટુકડો સમુદ્ર ભણી ગયો છે- આ પ્રદેશમા પણ બે જલમાર્ગ લઇ જવામા આવ્યા છે સમુદ્રથી ખાડીને જુદો પાડનારો એક બીજો જમીનનો ટુકડો ૧ માઇલથી ૭ માઇલ સુધીની પહોળાઇનો વચ્ચે આવેલો છે તે ભાગની અદરથી પણ નાના નાના ઘણા જલ માર્ગના ફાટા પડેલા છે

આ ઉપરથી એ જોઇ શકાય છે કે આખા સસ્થાનમા જલમાર્ગ વ્યવહાર ઘણો છે માલ લઇ જવા આવવાના વ્યવહારમા ઘણી અગવડતા અને સરલતા છે. મુસાફરી માટે પણ ઘણી સગવડતા છે- માલ લાવવા લઇ જવાના ખરચનુ પ્રમાણ તો ખુશ્કી રસ્તાના કરતા ચોથા હિસ્સાનુ થાય છે આ સસ્થાનનુ પબ્લીક વર્કસ ખાતુ ૧૫૨ માઇલના જલ માર્ગને સભાળે છે

## રેલ્વે લાઇન અને ખુશ્કી રસ્તા

આ સસ્થાનમા રેલ્વે લાઇનની સડક બહુજ ઓછા વિસ્તારની છે મદ્રાસના એગમોર સ્ટેશનથી ૪૯૨ ને અંતરે સાઉથ ઇંડિઅન રેલ્વે લાઇન પરના ચેગોટા સ્ટેશનથી આ સસ્થાનની હદ શરૂ થાય છે ૯૭ માઇલની લબાઇની જ રેલ્વે આ સસ્થાનમા છે અને રેલ્વે લાઇન પર કુલે ૧૯ સ્ટેશન છે સ્ટેશનોના નામ નીચે પ્રમાણે છે.

ચેગોટા, ભગવતીપુરમ્, આર્યન્કાવુ તેનમલા, એડમન, પુનલુર, અવનીશ્વરમ, કોટ્ટારકરા, કુન્ડરા, ક્વીલોન, મય્યનાડ, પરવુર, કપ્પીલ, વરકલા, કડકાવુ ચિરયીન્કીલ, મુરૂક્કમપુળા, કળકુટમ્ ત્રિવેન્દ્રમ

ત્રિવેન્દ્રમ મદ્રાસના એગમોરે સ્ટેશનથી ૫૮૯ માઇલને અંતરે છે.

આટલી રેલ્વે લાઇનની સડક આ પ્રદેશ માટે પુરતી ન હોવાથી ઉત્તરથી દક્ષિણમાં એક ૧૦૮ માઇલની લંબાઇની રેલ્વે નાખવાની ગોઠવણ થાય છે. તેથી તે લાઇન ક્વીલોનથી અલવાઇ સુધી નખાઇને એરનાકોલમ શોરનુર કોચીન રાજ્યની રેલ્વે લાઇન સાથે જોડાઇ જશે.

સંસ્થાનના ઘણા ખરા ભાગમાં સારા પાકા રસ્તા છે. મધ્ય અને દક્ષિણ ત્રાવણકોરના વિભાગમાં દરેક ઠેકાણે પાકા રસ્તા છે.

ઉત્તર ત્રાવણકોરમાં રસ્તાઓની સગવડતા નથી તો પણ ત્યાં રસ્તાઓ કરવાની ગોઠવણ થાય છે. આખા સંસ્થાનમાં કારડેમમ પહાડોની આસપાસનો પ્રદેશજ એવો છે કે જ્યાં હજુ ગાડા માર્ગ પણ થઇ શકયા નથી. ઉપર જણાવ્યા પ્રમાણે જે રેલ્વે લાઇનની ગોઠવણ ચાલે છે તે પુરી થવાથી સંસ્થાનના બધા રસ્તાઓ ખુલ્લા થશે.

સંસ્થાનમાંના કેટલાક અગત્યના પાકા પગ રસ્તાઓનું નીચે ટાંચન આપવામાં આવે છે.

૧. ત્રિવેન્દ્રમથી કોટાયમ થઇ ઉત્તરના છેડા સુધી મેઇન સેન્ટ્રલ રોડ નામનો રસ્તો ૧૫૫ માઇલનો છે.

૨. ત્રિવેન્દ્રમથી આરૂઓલી થઇ તે તિનેવેલી સુધીનો મેઇન સાઉધર્ન રોડ નામનો રસ્તો ૯૩ માઇલનો છે.

૩. ત્રિવેન્દ્રમથી ચેંગોટા સુધીનો ૬૫ માઇલનો રસ્તો છે.

૪. ત્રિવેન્દ્રમથી ક્વીલોન સુધીનો લગભગ ૪૩ માઇલનો રસ્તો છે.

૫. મેઇન સાઉધર્ન રોડના ૪૧ મા માઇલથી ૧૨ માઇલનો કેપ રોડ નામનો કન્યાકુમારી જવાનો રસ્તો છે.

૬. ત્રિવેન્દ્રમથી પોનમુડી સુધીનો ૩૮ માઇલનો રસ્તો છે.

૭. ક્વીલોનથી ચેંગોટા સુધી ૫૯ માઇલ ૬ ફરલોંગનો રસ્તો છે.

૮. કાયંકુળમથી પુનલુર સુધીનો ૩૫ માઇલ ૪ ફરલાંગનો રસ્તો છે.

૯ કોટાયમથી પીરમેડ થઇને કુમિલિ સુધીનો ૬૯ માઇલ ૬ ફરલાંગનો રસ્તો છે.

૧૦. મુવાટુપુઝાથી મુન્નાર સુધીનો હાઇરેન્જ રોડ ૫૯ માઇલનો છે.

૧૨. મુન્નારથી ઉત્તરમાં ચીન્નર સુધીનો ૩૬ માઇલ ૬ ફરલાંગનો રસ્તો છે તે પછી સીધો કોઇમ્બતુર ચાલ્યો જાય છે.

આવા અનેક લાંબા અને ઉપયોગી પગ રસ્તાઓ રાજ્યમાં ઠેર ઠેર છે એકંદર ૨૫૧૯ માઇલના મુખ્ય પાકા રસ્તાઓ ૧૨૬૫ માઇલના ગાડા રસ્તાઓ અને ૬૨૫ માઇલની કેડીઓ આ સંસ્થાનમાં આવેલી છે.

## જાણવા જોગ સ્થળો

**ત્રિવેન્દ્રમ**–રાજધાનીનું મુખ્ય શહેર છે. વસ્તી ૭૨૭૮૪ માણસની છે. સાઉથ ઇંડિયન રેલ્વેની ત્રાવણકોર શાખાનું છેલ્લું સ્ટેશન છે. સંસ્થાનના રાજ્યાધિકારીનું નિવાસ સ્થાન અને રાજની મુખ્ય મુખ્ય અદાલતો આ નગરમાં છે. શ્રી પદ્મનાભ સ્વામીનું પ્રસિદ્ધ દેવાલય આ શહેરના કિલ્લા વિભાગમાં આવેલું છે. ત્યાં જાત્રાર્થે હિંદના દરેક પ્રાંતમાંથી અસંખ્ય જાત્રાળુઓ રોજ આવ્યા કરે છે. શહેર ઘણું રમણ્ય છે. પ્રજા સુખી અને ઘણી સુંદર છે સરકારી જાહેર બાંધકામનાં મકાનો અને શ્રીમંતોના બંગલા વાડીઓથી શહેર ઘણું શોભે છે.

શહેરથી એક માઇલને અંતરે વલીમાતુરા બંદર છે. ત્યાં કિનારા પરજ દરીઓ ઊંડો છે. માલની ચડઉતર માટે કિનારા પર ૫૦૦ ફીટની લંબાઇનો ડકો રેલ્વે ટ્રામ ટ્રેક સાથે ઉભો કરવામાં આવ્યો છે. ડકાને છેડેથી



The Gujerati Satram in Trivandrum
(founded by Messrs Mooljee Jaitha & Co)
ત્રિવેન્દ્રમમાં ગુજરાતી ધર્મશાળા

**ચેગોટા**— ડુંગરાની તળેટીમાં આવેલું છે. તિનેવેલી જીલ્લામાંથી ત્રાવણકોર સંસ્થાનમાં આવતી સાઉથ ઇંડિઅન રેલ્વે લાઇનનું ત્રાવણકોરની સરકારની તરફનું તે પહેલું સ્ટેશન છે. વળી તિનેવેલીથી શરૂ થયેલો અને ઠેઠ ક્વીલોન સુધી જતો ધોરી રસ્તો પણ અહીઆથી પસાર થાય છે. આ ગામની આસપાસ અનેક કાફીના બગીચાઓ આવેલા છે. આ ગામથી ત્રણ માઇલને અંતરે કુત્તાલમનો જલધોધ આવેલો છે. જલધો-ધની પાસેના ઉદ્યાનમાં પુરાણું શિવમંદિર છે. સ્થળ ઘણું રમણિક છે જગો બ્રિટીશના તાબાની છે દક્ષિણ હિંદના ઘણા માતબર લોકો જુનથી લગભગ ત્રણ ચાર માસ સુધી અહીંઆ વસવાને આવે છે. જલધોધમાંથી વિદ્યુત બળ મેળવી શકાય એમ છે નીચે પડતાં જલનાં ફીણ નો સમુહ બરફનાં ગાફલાં જેવો લાગે છે. ચેગોટાની વસ્તી ૧૧૨૩૧ માણસની છે.

**પુનલોર**-આ એક નાનું ગામ છે પણ ત્યાં કાગળ બનાવવાની એક મોટી મીલ છે. આ મીલના પર લાખો રૂપીઆ ખરચાયા છે. તે પહેલાં એક યુરાપીયન ગૃહસ્થે ઉભી કરી હતી પણ તે ગૃહસ્થ તે ધધામાં ન ફાવવાથી મીલ ત્રાવણકોરની સરકારને સ્વાધીન કરી. સરકારને પણ મીલ ચલાવતાં ઘણી નુકશાની વેઠવી પડી પછી તે મીલ આપણા ગુજરાતી વહોરા ગૃહસ્થ મરહુમ શેઠ વલીજી કાદરભાઇએ ખરીદી પણ તેઓને પુષ્કળ નુકસાન જવાથી તેમણે તે એક મદ્રાસી ચેટીઆર ગૃહસ્થને આપી લડાઇના હંગામમાં માલના ભાવ સારા ઉપજ્યા અને તેથી તે ચેટીઆર ગૃહસ્થ ફાવ્યા- હાલમાં તેઓ તે મીલ સારી હાલતમાં ચલાવી રહ્યા છે.

મિલમાં કાગળ લીના વાંસ, જુની શણપાટ ચીંથ ગ અને જુના રદી કાગળોને બાફી તેનો માવો તૈયાર કરીને બનાવવામા આવે છે. મોટે ભાગે હાલમાં તેઓ બ્રાઉન પેપર જ બનાવે છે. સફેદ કાગળ પણ બનાવે છે પરતુ બ્રાઉન પેપરનીજ બહારની માંગને નકી પહોંચી વળવાથી લખવાના કાગળો બનાવવાને અવકાશ મળતો નથી- આ મિલના કાગળ મદ્રાસ અને ત્રાવણકોરની સરકાર પુષ્કળ જથ્થામાં ખરીદે છે.

**પોનમુડી**— ત્રિવેન્દ્રમથી ઇશાનકોણમાં ૩૮ માઇલને અંતરે આવેલું છે. રસ્તો પાકી સડકનો છે. સમુદ્રથી ૩૦૦૦ ફીટની ઉંચાઇએ તે આવેલું છે હવા ખાવાનું પ્રસિદ્ધ સ્થળ છે ચા કાફી અને રબરની ખેતીના ઘણા મોટા બગીચાઓ અહીઆ આવેલા છે.

**માવેલિકરા**— એક ઇતિહાસ પ્રસિદ્ધ ગામ છે અસલના વખતમાં માવેલીકરા નામના રાજનગરનું તે પાટનગર હતું. વળી પુરાણમાં વર્ણવેલા વામનાવતાર સમયના બાલ રાજા જેને મલબારના લોક મહાબલી કહે છે તે અહીઆ થઇ ગયા છે. આ મહાબલી મહા-રાજા વરસમાં એકવાર હજુ પણ પોતાના પ્રજાજનોને જોવા પાતાલમાંથી પૃથ્વી પર આવે છે એમ મલબારના હિન્દુ લોકની માન્યતા છે. આ દિવસના તહેવારને તેઓ ઓણમ્ કહે છે.

મહારાજા માર્તાન્ડવર્માને ત્રાવણકોર રાજ્યની સ્થા-પના કરવામાં મદદ કરનાર બહાદુર મંત્રી આપન દલવા અહીઆ મરણ પામ્યો હતો. ગામની પાસે ૨ માઇલના ઘેરાવાનો એક મજબુત વિશાળ કિલ્લો હજુ પણ અહીઆ મોજુદ છે. ગામની વસ્તી ૧૨૨૦૯ માણસની છે. આ ભાગમાં તલની પેદાશ ખુબ સારી થાય છે-

**ઇરણયલ**— ગામમાં વસ્ત્ર વણાટનુ કામ ઘણું સારૂં થાય છે પણ લોકો આળસુ અને નિર્ધન છે. કાપડ વણેલુ તૈયાર મળે નહિ કોઇ વેપારી જઇ પૈસા પહેલે થી આપી વણાટ કામ કરાવે તો લોક કામ કરી આપે ગામની આસપાસથી અબરખ ઘણું નીકળે છે. અસલના જમાનામાં એક પેરૂમાલ રાજા અહીઆ સદેહે સ્વર્ગે ગયા છે એમ કહેવાય છે- આ ગામમાં એક જાતનું માછલીનું તેલ બનાવવામાં આવે છે તે તેલ કોરડીવર



Rubber Plantations.
રબરનો બગીચો આ ઝાડ આઠ માસની ઉમ્મરનાં છે



Peermade Hills. પીરમેડ હિલ્સ.

ઓઇલના બદલે વપરાય છે પણ કેરોસિન ઓઇલના ઉપયોગ માટે કોઇ કરીની જરૂર હોતી નથી જ્યારે આ તેલનો ઉપયોગ જ્યો હોયતો કરી રાખવી પડે છે નહીંતો લાભને બદલે નુકસાન થાય છે

**નીયાટીનકરા**–એક નાનુ પ્રસિદ્ધ ગામ છે ૮૦૩૩ માણસની વસ્તી છે ત્યા એક વિષ્ણુ દેવસ્થાન છે તેમા એક ફણસનુ જુનુ ઝાડ છે તેમા મોટી પોલ છે પોલમા માર્તંડ વર્મા નામના રાજા શત્રુથી ડરી પેસી ગ્યા હતા તે પાછા નીકળ્યાજ ન હોતા એમ કહેવામા આવે છે નીયાટીનકરાના નામનો આ રાજ્યનો તાલુકો પણ છે તાલુકામા મુર્કીમાના નામનો ડુંગર છે તે પહેલા જ્વાળામુખી હતો તેની કેટલીક નિશાનીઓ હજુ પણ માલુમ પડે છે તાલુકામા ખેતી બહુ ઓછી થાય છે કેટલીક જગ્યાએથી પ્લમ્બેગો ધાતુ મળી આવે છે નીયાટીનકરા ગામમા અય્યપ્પન નામના એક મોટા કવિ થઇ ગ્યા છે સરકાર તરફથી તેના ઘરનુ હજુ પણ જતન કરવામા આવે છે

**પીરમેડ**–કોટાયમની ઇશાને ૫૦ માઇલને અંતરે આવેલુ છે હવા ખાવાનુ પ્રસિદ્ધ સ્થળ છે સમુદ્રથી ૪૦૦૦ ફીટની ઉંચાઇએ આવેલું છે કોફી, રબર અને ચાના ઉદ્યોગનુ તે કેન્દ્ર સ્થાન છે

**દેવીકુલમ્**–એ નામના તાલુકામા આ એક સ્થળ છે તાલુકામા મોટે ભાગે વસાહત અને હકુમત યુરોપીયન બગીચાવાળાઓની છે ત્યાંનો ત્રાવણકોરની રાજગાદી ઉપર અંગ્રેજ વગતા યુરોપીઓના ,દીવાની ફોજદારી મામલાઓ ચલાવવા માટે યુરોપીયન મેજીસ્ટ્રેટ નીમાય છે તે પણ ઘણુ કરીને તે સ્થળના બગીચાવાળાઓમાંથી જ હોય છે ચા કોફી અને રબરની ખેતીના મોટા મોટા બગીચાઓ યુરોપીયન માલીકીના છે અને આ સ્થળની બધી પેદાશ માટી નો પાણી વિના યુરોપના દેશો ઉપાડી લઇ જવામા આવે છે

**ચંગનાશેરી**–આ ગામ ટેકુમ્કુર રાજ્યની રાજધાની હતુ આ ગામમા સૌથી મોટુ સિરો રોમન ચર્ચ આવેલુ છે મલબાર કિનારા પર આવડુ મોટુ દેવળ બીજે ક્યાંયે નથી ઉત્તર ત્રાવણકોરમા ફળ ફળ શાકના જે મોટા બજારો ભરાય છે તેમાનુ એક બજાર અહીંઆ પણ ભરાય છે સંસ્થાનના બધા ભાગોમાથી અસંખ્ય લોકો આ બજારમા આવે છે કોચીન રાજના એરનાકોલમ શહેરથી શરૂ થઇ ત્રિવેન્દ્રમ જતો ધોરી રસ્તો અહીંઆથી પસાર થાય છે કાંસુ અને ધાતુના વાસણો આ ગામમા ઘણા બનાવવામા આવે છે આ ગામની પાસે ઉરૂીકાનમ્ નામની એક જગ્યા છે ત્યો એક મોટુ વિષ્ણુ મંદિર છે દવા ખાઇને કટાળી ગયેલા અને અસાધ્ય રોગથી પીડાતા રોગીઓ પણ આ ક્ષેત્રમા વસી આરોગ્ય સંપાદન કરે છે એમ માનવામા આવે છે, ચગનાશેરીની વસ્તી ૧૮૮૫૫ માણસની છે

**મુન્નાર**–સમુદ્રની સપાટીથી ૫૦૦૦ ફીટની ઉંચાઇએ પહાડ પર આવેલુ આ સ્થળ છે મદુરા જીલ્લામા જતો એક ધોરી રસ્તો તળેટીમાથી પસાર થાય છે કનન દેવન હિલ્સ પ્રોડ્યુસ કંપનીની નિમણુકના માલીકીના કોફી ચા અને એલાયચીના ઘણા બગીચાઓ અહીંઆ આવેલા છે બે પહાડોની વચ્ચે ખીણો ઉપર થઇને લોઢાના જાડા તારના દોરડાઓના અધ્ધર રસ્તા બાંધેલા છે અને તે પર થઇને ટ્રામ ગાડીને અધ્ધર ચાલવુ પડે છે આ રસ્તો નીચે તળેટીમા એક ટ્રામ સાથે જોડવામા આવેલો છે ૨૨ માઇલના વિસ્તારમા ટ્રામ ગાડી દોડે છે અમુક ચાર્જ લઇને જાહેર પ્રજાને પણ આ રસ્તે થઇને ચાલવા દેવા માટે કંપનીએ સરકારને કબુલાત આપી છે

**કોટાયમ**–મીનચીલ નદીના કિનારા પર આ ગામ આવેલુ છે પહેલા તે એંગ્લીકન મીશનરીઓનુ એક મોટુ મથક હતુ હાલમા તે સિરિઅન ખ્રિસ્તિઓનુ મોટુ મથક છે મલબારમાના સૌથી જુના જુના દેવળોમાનું એક ખ્રિસ્તિ દેવળ આ ગામમા આવેલુ છે

ત્રાવણકોર સંસ્થાનમાં અંગ્રેજી કેળવણી અહીંઆથી શરૂ થઇ છે. હાલમાં અહીંઆ કેળવણીની અનેક સંસ્થાઓ હોવા ઉપરાંત એક સેકન્ડ ગ્રેઇડ કોલેજ પણ છે. શેરડીનો પાક ઘણો થાય છે અને ત્યાં સારામાં સારો ગોળ બનાવવામાં આવે છે.

**આલંગાડ**–શેરડીનો પાક ઘણો સારો થાય છે.

**મીનાચીલ**–શેરડીનો પાક ઘણો સારો થાય છે.

**નન્જીનાડુ**–માં નાળિએર અને તલની પેદાશ સારી થાય છે

**કુટનાડુ**–એ પણ નાળિએરનો જ ખજાનો છે.

**કરનાકપલ્લી**–ના તલ વખણાય છે.

**કાર્તિકપલ્લી**–માં પણ તલની પેદાશ સારી છે.

**તિરૂવલ્લા**– એરનાકોલમ ત્રિવેન્દ્રમ રસ્તા પર આવેલું બીજું એક વ્યાપારિક મથક છે. આ ગામમાં કળવણીની ઘણી સંસ્થાઓ છે અને દેવળો પણ ઘણાં આવેલાં છે તેમાંનાં ઘણાં દેવળો ઇસ્વી સનના ૮૪ મા વર્ષમાં બંધાએલાં છે એમ કહેવાય છે.

**કોત્રાતુર**–ગામની પાસે સ્વચ્છ મીઠાં જળનું એક મોટું તળાવ છે. આસપાસના ભાગમાં અબરખ અને લોખંડ પણ મળી આવે છે

**કોટારકરા**–એ નામના તાલુકાનું મુખ્ય ગામ છે. અહીંઆ ઇતકરા અને કલડા એ નામની બે નદીઓ વહે છે તેને કાંઠે કાચીલ (સકરકંદ) ધોળાં અને રાતાં પુષ્કળ પ્રમાણમાં થાય છે.

**ચંગન્નુર**–ડુંગરાથી ઘેરાએલું એક ગામ છે. આજુબાજુનો પ્રદેશ ડુંગરાળ છે. આ ભાગમાં વસતા નાયર લોક બહુ શુદ્ધ અને મીઠી મલયાળમ્ ભાષા બોલે છે. લોકોનો મોટો સમુહ પથરાના કામમાં રોકાયેલો છે પત્થરની મૂર્તિઓ સરસ બનાવવામાં આવે છે. ગુલાબ જળની બાટલીઓ પણ પત્થરની બનાવવામાં આવે છે પ્રજા ઘણી શોખીન છે અને લોક જન્ત્રી બજાવવામાં ઘણાં ચતુર અને કુશળ છે. દેવાલયોમાં બજાવવાનાં નાગસ્વરમ્ નામનાં વાજીંત્રો પણ અહીંઆ બનાવવામાં આવે છે.

**પતનાપુરમ્**–ની આસપાસ ચા અને કાફીના બગીચાઓ પુષ્કળ આવેલા છે. કાગળ બનાવવાના ખપમાં લઇ શકાય એવું ઘાસ અહીંઆ મોટા પ્રમાણમાં ઉગે છે

**ક્વીલોન...** એ ઘણું જુનું અને જાણીતું બંદર છે. ગામના પાદરમાં ટેકરાઓની હારમાળા આવેલી છે તે સમુદ્રનાં મોજાંથી ગામનું રક્ષણ કરે છે. અને ઠેઠ દરિઆ કિનારા સુધી વૃક્ષોની છાંયા દરિઆના મોજાંઓ પર પડે એવી રીતે નાળીએરીઓ વાવવાને લોકોને મોટી મદદ કરે છે. ગામની દક્ષિણે એક નાનો અખાત આવેલો છે જેમાં તોફાન વેળાએ વહાણો આશ્રયે લઇ શકે છે. જુના વખતથી યુરોપના પ્રવાસીઓને આ બારૂં જાણીતું છે. રેલ્વે લાઇનના લીધે ક્વીલોન મદ્રાસ ઇલાકાના મુખ્ય શહેરો સાથે જોડાઇને અગત્યનું વેપારનું મથક થઇ પડયું છે. સંસ્થાનના રાજ્યાધિકારીનો અગ્રગુરી રાજ્ય મહેલ અહીંઆ આવેલો છે. કાપડ વણાટ અને નળીઆં બના-વવાનો ઉદ્યોગ આ ગામનો મુખ્ય રોજગાર છે. ક્વીલોનનું બંદર અંગ્રેજ સરકારના તાબાનાં તંગાશેરી ની જાગીરથી જોડાએલું છે. તંગાશેરીમાં દરિઆઇ કિનારાના રક્ષણ માટેનું અંગ્રેજી થાણું છે. સપ્ટેમ્બરથી મે સુધી ના અનુક ળ મોસમમાં વહાણો પાંચ ફાધમ જળની ઉંડાઇએ કિનારેથી ૧ માઇલને છેટે આવી શકે છે. ક્વીલોનમાં ૨૫૧૩૫ માણસની વસ્તી છે.

**અંજીનાડુ...** ની આસપાસ ચંદન ના જંગલો છે.

**લવીચાર**— હાથીની બંધીના બગીચાઓ ઘણા આવેલા છે.



Men with Cochin leg or Elephantiasis

પગફુલી જવાના રોગવાળા માણસ



COCOANUTS

નાળિએરના જુદા જુદા રૂપ

# મલબાર પ્રદેશની રૂપરેખા.

"મલબાર સમાચાર" ની પ્રથમ વાર્ષિક ભેટ.



Men with Cochin leg or Elephantiasis

પગફુલી જવાનાં દરદવાળાં માણસ



COCOANUTS

નાળિએરનાં જુદાં જુદાં રૂપ

ગજ્યની રેલ્વે લાઇન પરના અંગામાલી સ્ટેશનથી આ સ્થળ ૭ માઇલ દૂર આવેલું છે અને ત્યાંથીજ જવાનું સુગમતા ભરેલું છે

**ઇરૂમલ—** ના આસપાસના ભાગમાં સાગ અને સોપારી ઘણાં થાય છે

**માન્નુર...** તાડનાં પાતરાંની છત્રીઓ ઘણી મારી અને મોટા જથામાં બનાવવામાં આવે છે જે છત્રીઓ આ દેશના ગ્રામ્ય લોક ઘણીજ વાપરે છે.

**ચેરતલા...** આ સંસ્થાનની ઉત્તર દિશાનાં એક અંતિમ બિન્દુ પાસે આવેલું છે. ત્યાં તથા કડપળમ્ અને કલચક્ષમાં નાગર વેલના પાન ઘણાં થાય છે. અને તાવની અકસીર દવા ક્વીનાઇન જેમાંથી મેળવાય છે તે સિંકોનાના ઝાડ પણ આ ભાગમાં મોટા પ્રમાણમાં છે, છતાં આ ભાગની હવા તો ઘણી ખરાબ છે. હાથ પગે સોજા ચડી જવાનો અને કુષ્ટરોગ થવાનો રોગ અહીંઆથી ફેલાય છે.

**પત્રર—** આ સંસ્થાનની ઉત્તર સરહદનું એક બાજુનું અંતિમ સ્થળ છે ત્રિવેન્દ્રમથી શરૂ થયેલા મોટા જલમાર્ગનો એક ફાંટો અહીંઆ પુરો થાય છે વસ્તી ૧૧૯૪૯ માણસની છે. કાથાના ઉદ્યોગ માટે ઘણું નામીચું ગામ છે લોકો કાથો (સીંદરી) ખાડી કિનારા પર બનાવવાના કામમાં મોટે ભાગે લાગ્યા છે.

**અરૂકુટી—** કોચીન અને ત્રાવણકોર રાજ્યની સરહદ આ સ્થળે મળે છે. ત્રાવણકોર સરકારની એક પોલીસ ચોકી અને મોટું જગાતી નાકું છે. કોચીનથી અલપઇ જવાના માર્ગમાં તે સ્થળ આવે છે અને ત્રાવણકોરની સરહદનું ઉત્તરની એક શાખાનું અંતિમ સ્થળ છે

**પલ્લીપરમ—** અરબી સમુદ્ર અને કોચીની ખાડીના સંગમ ઉપર આ સ્થળ આવ્યું છે. અલપીનથી ૨૦ માઇલને અંતરે છે. સમુદ્રનું બારૂં ખાડું મોટું છે અને કોચીન હારબરની યોજના પુરી થતાં આ સ્થળ ઘણું અગત્યતા વાળું થઇ પડશે. ત્રાવણકોર સરકારનાં માછાંનાં બારકસો અહીંઆ આવે છે.

# પેદાશ.

**ડાંગર (ધાન)—** આ રાજ્યની પ્રજાનો મુખ્ય ખોરાક ચોખા છે ૪૮૮૮૫૬ ટનની ચાવલની પેદાયશ આ રાજ્યમાં થતી અડસટવામાં આવી છે અને રૂા ૧-૪-૦ નો એક ફરો એ હિસાબે ૭૨૫૪૯૦૦૦ રૂપીઆની પેદાયશ ગણી શકાય.

**મરી—** આ રાજ્યની કાચી દોલત નાળિએરની સાથે કાળાં (તીખાં) મરી ગણાય છે. અને રાજ્યની જમીનના ૪૮૭૬૩ એકરના વિસ્તારમાં મરીનું વાવેતર કરવામાં આવે છે. આ ઉપરાંત ખાનગી વાડીઓ તથા મધ્ય અને ઉત્તર ત્રાવણકોરમાં લગભગ બધાં ઘરોનાં આંગણાંમાં તેમજ આનાં બગીચાઓમાં પણ મરીનું વાવેતર થાય છે. કુલે ૪૦૬૩૦ ખાંડી (૬૭૨૨૨ તલ)ની ઉપજ ૧૯૨૧ ના વર્ષમાં ગણાય છે જેમાંથી ૩૯૨૫૫ બહાર પરદેશ ખાતે નિકાસ કર્યા પછી બાકી રહેલી સ્થાનિક ઉપયોગમાં લેવામાં આવે છે, આ એકંદર પેદાયશની કીંમત ૧૪૦૬૯૦૦૦ રૂપીઆની અડસટવામાં આવી છે.

**સુંઠ—** આ રાજ્યમાં એનો ઉપયોગ ઘણો થાય છે પાણીમાં ઉકાળીને તે પાણી નવશેકું કરી પીવાનાં કામમાં લેવાય છે આવી રીતનાં સુઠનાં ઉકાળીને નવશેકાં પાણીને ચુકુવેલમ કહે છે. આ રાજ્ની કુલે સુંકની

૧૦૨૮૬૩ હડરની અડસટવામા આવી છે જેમાથી ૮૧૫૪૭ હ-ર ભાગ ખાતે નીકાસ કરવામા આવી હતી તેની કુલે કિમત ૧૫૮૦૮૦૦૦ રૂપીઆની થવા જાય છે

**મરચીની—** આ સસ્થાનની જમીન આ ચીજની ખેતીને બરાબર બધ બેસ્તી થઇ પડી છે મર ચીનીની ખેતી આ રાજ્યના એક પ્રાચીન કુટુંબના તરફથી શોધી કાઢવામા આવી હતી ધાનની ખેતી કરવામા જે ખરચ અને શ્રમ પડે છે તેના કરતા સસ્તાઇમા અને ગૌણ પરિશ્રમથી આ ચીજની ખેતી અહીઆ થાય છે અને તેથી વળી આ સંસ્થાનની પ્રજાના અરધા ભાગ નુ પોષણ થાય છે રાજની કુલે ૪૦૪૧૦૦ એકરની જમીનમા તેની ખેતી થાય છે અને ૧ એકરમા સરેરાસ બે ટનની પેદાયશ થાય છે છેલા દાયકામા તેની વાર્ષિક પેદાયશ ૩૦૧૭૨૦૦૦ રૂપીઆની અડસટવામા આવી છે

**નાળીએર અને કોપરેલ—** કેરળ પ્રદેશ જેમા આ સસ્થાનનો સમાવેશ થાય છે તે કેરળ શબ્દ ળ કેર શબ્દમાથી ઉત્પન્ન થયો છે કેર એટલે નારિએળ અને તે આ દેશની મુખ્ય પેદાશ છે આ સસ્થાનની ઉત્તરથી દક્ષિણસુધી આવેલ લાબી ખાડીના બે કિનારા પર નાળીએરીના ઝુડ આવી રહ્યા છે નાળીએરીના ઝાડનો દરેકભાગ ઉપયોગમા આવે છે નાળીએર આ દેશના લોકના દુધના ખોરાકની ગરજ સારે છે અને કોપરેલ ઘીને બદલે ખાવાના ઉપયોગમા અને દીવા કરવામા તેલ તરીકે વપરાય છે આ સસ્થાનમા ગેરા ઘણુજ થોડા ઘરો હશે કે જેના આગણામા નાળીએરી નહી હોય તે ઉપરાત ૪૫૬૦૦૦ એકરની જમીનના વિસ્તારમા કેવળ નાળિએરીની ખેતી થાય છે નાળિએર કોપરન કોપરા અને ખોળ વગેરે ચીજોની પેદાયસ કુલે ૮૬૧૭૫૨૦૦૦ રા ની અડસટવામા આવે છે અને સ્થાનિક ઉપયોગમા લેવાતા બહાર નીકાસ થાય છે તની કીમત ૨૮૪૧૦૦૦ રૂપીઆ [illegible] છે

**કાથો બનાવવાનો ઉદ્યોગ—** નાળિએરના છાલમમાથી કાથો બનાવવાનો ઉદ્યોગ આ સસ્થાનની ઇઝવા નામની કોમનો બાપીકો ધધો ગણાય છે એ કોમનો મોટો ભાગ આ ઉદ્યોગમા રોકાયેલો છે અને એમ કહેવાય છે કે એજ લોક સિલોનમાથી નાળિએર અને નાળિએરીની ખેતી અહીઆ લાવ્યા હતા કાથો અને કાથાની રસી ઝુપડાઓમા બનાવવામા આવે છે અને એ કાથા અને કાથાની રસીના પગલુછણા ને બિછાના મોટા કારખાનાઓમા બનાવવામા આવે છે.

સસ્થાનમાંના ઘરોનો મોટો ભાગ ઉપરથી છાએલો હોવાથી રસીનો બહુ મોટો જથ્થો ખોરડા છાવામા વપરાય છે નાળિએરના છાલમમાથી નીપજેલા રેસા કાથો અને કાથાની રસીનો એવી રીતનો સ્થાનિક થતો ઉપયોગ બાદ કરીને પણ નાળિએરમાથી થયેલી એ ઉત્પન્નમા રેસા, કાથો, પગલુછણા બિછાના, વગેરે બધાનો સમાવેશ થઇ જે પરદેશ ચડાવવામા આવે છે તે સર્વેની કીમત ૧૯૨૧૪૦૦૦ રૂપીઆની અકાયેલી છે

**તાડી—** નાળિએરની સાથેજ નીકટનો સબધ ધરાવતી ચીજ તાડી છે ૧૯૨૧મા તાડી મેળવવાને છેદવા સારૂ કુલે ૬૩૨૬૨ નાળિએરીઓના ઇજારા અપાયા હતા તે ઉપરાત ૧૧૭૮૭ તાડના ઝાડ અને ૧૧૭૧૬ સેગોના ઝાડ પણ ઇજારે આપવામાં આવ્યા હતા આ ઝાડમાથી તાડી મેળવવામા આવી અને લોકોએ તેનો ઉપયોગ કર્યો તે બધાની કીમત રૂા ૨૦૮૭૦૦૦ની અડસટવામા આવી આ ધધામા ખાસ કરીને ઇઝવા અને શાનાર નામના લોક કામ કરે છે તેઓ [illegible] હિલચાલને લીધે આ ધધામાથી ઓછા થતા જાય છે તાડી મેળવવા માટે જે ઝાડનો ઇજારો અપાય તેમાથી જો ફક્ત નાળિએરજ મેળવવામા આવે તો નાળિએરની કીમત ફક્ત રા ૮૧૦૦૦ની ગણાય નાળિયેરી [illegible] તાડી કીમત રા ૧૨૬૫૦૦૦ની થઇ નાળિએ [illegible]

૧૭ કરનાં રમની કીંમત ૧૫ ગણી !!

**ગોળ—** તાડનાં ઝાડમાંથી નીકળેલી મીઠી તાડીનો ગોળ બનાવવામાં આવે છે. સંસ્થાનમાંના કેટલાક ભાગોમાં ખાંડ અને આમાં આ ગોળનો ઉપયોગ થાય છે તે ઉપયોગની કીંમત બાદ કરતાં જે ગોળ બહાર નિકાસ કરવામાં આવ્યો તેની કીમત ૧૫૦૦૦૦૦ રૂપીઆ ગણવામાં આવી છે.

**ચટાઇ, ટોપલા અને છાપરાં છાવાનો ઉદ્યોગ—** આ સંસ્થાનમાં ચટાઇઓ ઘણી જાતની ને જુદા રૂપરંગવાળી બનાવવામાં આવે છે. દક્ષિણ મલબારમાં ચટાઇઓ ઘાસમાંથી બનાવવામાં આવે છે તે બિછાનાને લાયકની હોય છે અને તાડનાં પત્તાંઓમાંથી બનાવવામાં આવે છે તે પેકીંગ કરવાના કામમાં આવે છે. મધ્ય ત્રાવણકોરમાં અનનાસના ઝાડનાં પત્તાંઓની ચટાઇઓ બનાવવામાં આવે છે અને તે પણ બિછાનાનાં કામમાં લેવાય છે. જંગલોના વાંસનો ઉપયોગ ચાંટા, ટોપલા, ટોપલીઓ, ચાળણીઓ બનાવવાનાં કામમાં થાય છે નેતરની પેટીઓ અને ખુરશીઓ બનાવાય છે. ગામડાંઓનાં ઘરનાં છાપરાં છાવામાં નાળિએરીનાં પાતરાંનો મોટો ઉપયોગ થાય છે. વખતે વખતે તાડનાં પાનાં પણ વપરાય છે. આ જાતના ઉદ્યોગની કીંમત એકંદરે ૧૦૪૭૪૦૦૦ રૂપીઆની અંકાયેલી છે.

**સોપારી—** આ સંસ્થાનમાં સોપારીનો ઉપયોગ ઘણો મોટો છે. ઘાટની પરેલી બાજુ લોકો પાન સાથે સુકી સોપારી ખાય છે તે સિવાય અહીંના લોકો પાકેલી તાજી લીલી સોપારી વાપરે છે. લીલી સોપારીનો પાણીમાં સંઘરો પણ કરી રાખવામાં આવે છે. કાચી સોપારીનાં કાતરીઓ કરી સુકવી નિકાસ કરવામાં આવે છે. નિકાસ ૫૬૪૦૦૦ રૂપીઆની થાય છે પણ સોપારીના બધા પાકની કીમત ૯૨૦૦૦૦ રૂપીઆ અડસટવામાં આવે છે આ અડસટો સંસ્થાનમાંનાં સોપારીનાં ઝાડની ગણતરી ઉપરથી લીધેલો છે.

**માટીનાં વાસણ-ઇંટો નળીઆં વગેરેનો ઉદ્યોગ—** આ સંસ્થાનમાં જે માટી મળે છે તે ઘર ઉપયોગનાં હાંડલાં વગેરે કામ બનાવવાના ઉપયોગમાં આવી શકે એવી નથી જે હાંડલાં બને છે તે ઘણાં ભારે હોય છે. હળવાં અને ટકાઉ કામ તીનેવેલી જીલ્લામાંથી લઇ આવવામાં આવે છે. ચોરસાં છાવાંની અને નીચે જડવાની તકતીઓ જે ખાસ મોટાં કારખાનાઓમાં બનાવવામાં આવે છે તે ઉદ્યોગ આ સંસ્થાનમાં મોટા પાયા ઉપર છે. કેટલીક નદીઓ અને તળાવોના પટમાં સુંદર માટી મળે છે તે આ ઊંચી જાતની તકતીઓ બનાવવાને માટે ઘણી સરસ કામ લાગે છે. કારખાનાં ઉપરાંત નળીઆં અને તકતીઓ બનાવવાની નાની નાની ભઠીઓ પણ ઘણી છે. ગરીબ અને એવા ઇતર લોકોના ઝુંપડાંની ભીંતો ભૂખરા પથરા ગોઠવીને કે વાંસના તરાટા બાંધીને બનાવેલી હોય છે તે સિવાય બીજા લોકોનાં ઘરો માટીની કે ઇંટોની બાંધેલી ભીંતોનાં હોય છે. પાકી ઇંટોની બનેલી ભીંતોવાળાં મકાનો ઘણું કરીને સાધારણ ઉચ્ચ વર્ગના લોકોનાં હોય છે. આ ઉદ્યોગની કીમતનો અંક આંકવાને ચોક્કસ આંકડા મળવા મુશ્કેલ છે

**ચામડાંનો ઉદ્યોગ—** આ સંસ્થાનમાં ચામડાંનો સામાન ઘણુંજ થોડો વપરાય છે. દક્ષિણ ત્રાવણકોરમાં ગાયન માટે થોડોક ઉપયોગ થાય છે અને બાકી ઘોડાના ચોકડાં વગેરે માટે વપરાય છે ઉત્તર ત્રાવણકોરમાં તો ચંપલ પણ લાકડાનાંજ બનાવાય છે. બાકી બધું ચામડું પરદેશ ખાતે નિકાસ થાય છે. આખા સંસ્થાનમાં ચામડાંના વપરાશની કીમત કેવળ ૨૦૦૦૦ રૂપીઆ થાય છે અને પરદેશ નિકાસની કીમત ૧૮૧૧૭૫ રૂપીઆ થવા જાય છે.

**ગોરસનો ઉદ્યોગ...** એક બીજે સ્થળે જણાવ્યું છે તેમ ગોરસ દહીં, દૂધ, ઘી વગેરે ચીજો

નાળિએર અને એમાંથી નીપજતાં દવ્યો જ વપરાય છે સંસ્થાનમાં દુધાળાં ઢોરની સ્થિતિ અસંતોષકારક છે અને તેમાં ગાયનું દુધ તો દુર્લભ છે- આખા સંસ્થાનમાં રોજની દુધની નીપજ ૩૩૮૩૩ ગેલનની છે જેનો વાર્ષિક કીંમત નો અડસટો રૂપીઆ ૫૫૫૩૦૦૦ નો થાય છે. જરૂર પડતું ઘી બહારથી આયાત કરવામાં આવે છે. મળી આવતાં દુધનો થોડો ભાગ દહી, છાશ-માખણ બનાવવામાં વપરાય છે પણ તે નજીવો.

**માછલીનો ઉદ્યોગ—** સંસ્થાન સમુદ્ર અને ખાડીઓથી વીંટળાઇ પડ્યું છે અને ત્યાં માછલીઓનું પૂરતું જ શું? લોકોના ચક્ષુઓ માછલીઓ પર તગતગી જ રહ્યાં હોય છે. એકદમ કેરળ વનસ્પત્યાહારી નર કે નારી સંસ્થાનમાં જવલેજ જ મળે લોકોનો મોટોભાગ માછલીને ખોરાક તરીકે વાપરે છે- માછલીની નીકાસ જે બીજા દેશોમાં મોકલવામા આવી તેની કીંમત રૂપીઆ ૧૬૭૦૦૦૦ અને સ્થાનિક ખાને ઉપયોગ થયો તેની કીંમત ૧૩૮૯૦૦૦ રૂપીઆનો અંદાજ ૧૯૨૧ની સાલમાં ગણવામાં આવ્યો છે.

**વણાટકામ—** સંસ્થાનનો નારીજન કેવળ સફેદ વસ્ત્રજ વાપરે છે જ્યારે ઘાટની પહેલી પારનાં લોક રંગદાર કપડાં પહેરે છે. સ્ત્રી વર્ગ નીચેના ભાગ માટે ચાર વારનો લુગડાનો ટુકડો વાપરે છે અને એક ઉપરનો શરીર પર નાનો ટુકડો વાપરે છે- પુરૂષો બે વારનો ટુકડો નીચેના કપડાં તરીકે વાપરે છે જેને મુંદ કહે છે. ઉપરનો લુગડાંનો ટુકડો સુધરેલા લોક પરદેશી બનાવટનો વાપરે છે જ્યારે નીચેનો ટુકડો મુંદ દેશી બનાવટનું જ હોય છે. આ સંસ્થાનમાં તૈયાર થતું કાપડ સિલોન અને બર્મામાં પણ મોકલવામાં આવે છે- ૧૯૨૧ માં એવી રીતે બહાર નિકાસ કરેલાં કાપડની કીંમત રૂપીઆ ૨૦૨૪૬૨ આંકવામાં આવી હતી અને સ્થાનિક વપરાશના માટેના કાપડની કીંમત રૂપીઆ ૧૭૮૨૫૦૦૦ ગણવામાં આવી હતી.

કાપડ વણવાનાં મોટાં કારખાનાંમાં ૩૫૪ શાળો અને ઘરગથ્થુ ઉદ્યોગમાં ૬૩૧૯ શાળો કામે લાગી હતી

**પરચુરણ નીપજ—** આ સંસ્થાનમાં બીજી પરચુરણ પેદાશ જેવી કે હળદર, આંબલી, આનું તેલ વગેરેની છે જેની નિકાસની કીંમત ૧૦૧૬૯૦૧૧ રૂપીઆની ગણવામાં આવી હતી.

**વાડીઓની પેદાશ—** કેટલાંક કંદમૂળ, ફળ વગેરે જેવાં કે સુરણ, સકરકંદ, કેળા, વિવિધ જાતના ફળની આ સંસ્થાનની ભૂમિમાં ખેતી કરવામાં આવે છે તેની નીપજના કે નિકાસના ચોક્કસ આંકડા મળવા મુશ્કેલ છે તો પણ સાધારણ બજારમા વેચાણ થયલાં હોય તે ઉપરથી તેની કીંમત ૧૭૬૨૩૯૦૦ રૂપીઆની અડસટી શકાય છે.

## જંગલખાતું

આ સંસ્થાનમાં જંગલો ૩૫૫૪ સ્કવેર માઇલના વિસ્તારમાં આવેલાં છે. તેમાં નાની મોટી અગત્યની ૧૮ નદીઓ વહે છે. જંગલમા સાગ એ મુખ્ય ઇમારતી લાકડું છે અને તે પશ્ચિમના ડુંગરાઓમાં પુષ્કળ ઉગે છે. અહીંઆથી હિંદના જુદા જુદા ભાગોમાં દરવરસે સાગ પુષ્કળ મોકલવામાં આવે છે તે ઉપરાંત ૮૦૦૦ ખંડ દરિઆ પારના મુલુકોમાં ચડાવવામાં આવે છે- અંજેલીનાં સુંદર ઝાડો સપાટ પ્રદેશનાં જંગલોમાં મળી આવે છે દેવદાર નદીઓના કિનારા પર ઉગે છે. લોરેલ નામના એક કપુરની જાતને લગતી જાતનાં ઝાડ છે તે ઘણી જાતનાં થાય છે અને ડુંગરાઓના શિખર પર થાય છે અબનુસના ઝાડો ચેગોટાના જંગલોમાં થાય છે અને તેનાં લાકડાંમાંથી ઘણી ફેન્સી વસ્તુઓ બનાવવામાં આવે છે. ડેમર અને ક્યુગના ઝાડો જે ધીમે ધીમે મોટાં થાય છે અને શીતલ છાંયો આપે છે તે આ સંસ્થાનના દરેક ભાગમાં ઉગે છે. તેનું લાકડું પણ ફેન્સી વસ્તુઓ બનાવવાના કામમાં વપરાય છે. કપુરનાં ઝાડો પણ થાય છે.

તાઇપની કહે છે. આ અગર, રજકમંગળમ, કોળ, ચેળ અને થોા ચીરપોન વગેરે નામથી જાણીતા છે. ૧૯૨૪-૨૫ ના વરસમાં આ અગરમાં ૩૭૮૦૮૯ મણ મીઠું પકવવામાં આવ્યું હતું. તે ઉપરાંત એ જાણવું આવશ્યક થઇ પડશે કે આ સંસ્થાનમાં તે વરસ દરમ્યાન મુંબઇથી ૨૭૦૪૦૬ મણ અને તિનેવેલીથી ૪૩૩૩૫૩ મણ મીઠું આયાત કરવામાં આવ્યું હતું. આયાત થતાં મીઠાની ડિપો મુનામવેમ, અલેપી, ક્વીલોન, ત્રિવેન્દ્રમ અને ચેન્ગોટા ખાતે રાખવામાં આવી છે.

આ સંસ્થાનની સરકારને કંઇક અંશે પોતાનું ચલણી નાણું છે. ચલણી નાણાંના સિક્કા પાડવા માટે ત્રિવેન્દ્રમમાં ટંકશાળ છે. જુના વખતમાં અનન્તકાશ અને અનન્તવરાહ નામના સિક્કા પાડવામા આવતા હતા. ધાર્મિક તુલા વિધિના પ્રસંગ સારૂ તુલા ભારમકાશ નામના સિક્કા પણ પાડવામાં આવતા હતા. હાલમાં આ ટંકશાળમાં તાંબાના સિક્કા પાડવામાં આવે છે. ચાંદીના સિક્કા પાડવા ૧૯૧૨ ની સાલથી બંધ થયા પછી તે વરસમાં આ સંસ્થાન માટે ૨૫ હજાર રૂપીઆની કીમતના ચાંદીના સિક્કા બરમીંગહામની ટંકશાળમાંથી બનીને આવ્યા હતા. આ ટંકશાળમાં તાંબાના સિક્કા પાડવા માટે તાંબાની ધાતુનાં સેગં ચગદાં ઇંગ્લાંડથી આવે છે. વળી ટંકશાળનું કામ સોઇ મુદ્રન માટે બંધ પણ રખાય છે. સત્તર વરસ પહેલાનો એટલે ૧૯૦૯ ના વરસનો સરકારી રિપોર્ટ જોતાં આ ટંકશાળમાં અરધા રૂપિઆ પા રૂપીઆ અને બે આની જેને ફનમ કહે છે તે ચાંદીના સિક્કા પાડવામાં આવેલા જણાય છે. ૧૯૦૪-૨૫ નાં વરસ દરમ્યાન આ ટંકશાળમાં એક ચક્રમના ૬૪૩૦૦૦ સિક્કા આઠ કાશના ૬૭૬૦૦૦, ચાર કાશના ૫૮૮૦૦૦ અને એક કાશના ૧૮૦૮૦૦૦ સિક્કા પાડેલા જણાય છે.

આ સંસ્થાન માટે ૧૯૧૨થી ૧૯૨૪-૨૫ નાં વરસ સુધી ચાંદીના સિક્કા ૪૫૭૧૩૩ રૂપીઆની કીંમતના બરમીંગહામની ટંકશાળમાંથી આવેલા છે. ૧૯૨૪-૨૫ ના પુરાં થયેલાં સરકારી વરસની આખરીએ આ સંસ્થાનના તાંબાના સિક્કા ૧૩૮૪૪૩૫ રૂપીઆની કીંમતના ચલણમાં હતાં.

૧૯૨૪-૨૫ ના વરસના સરકારી રિપોર્ટમાં બીજા ૧૬૫ કારખાનાંઓની ગણત્રી થઇ છે. જેમાં ૪૯ કારખાનાં દેવીકુલમ અને પીરમેડ તાલુકામાં ચા કેળવવાના છે. ૧ એલચેચી સાફ કરવાનું છે. બાકી ૪૧ ત્રિવેન્દ્રમ વિભાગમાં ૩૭ ક્વીલોન વિભાગમાં અને ૩૭ કોટાયમ વિભાગમાં છે. તેમાં ચા, રબર, ઈંટો, નળીઆં, સીંદરીનાં ધડકલાં, કાપડનું વણાટકામ, કોપરેલ, કાગળને છાપવાનું વગેરે વગેરે કામ થાય છે. તેમાં ૮ કારખાનાં વિદ્યુત બળથી ૧૯ પાણીનાં બળથી ૭ સ્ટીમ પાવરથી ૨૩ આગથી અને ૨૪ ઓઇલ એન્જીનથી ચાલે છે.

# રાજ્યવ્યવસ્થા.

રાજ કારોબારની સુગમતા માટે આ સંસ્થાનને ચાર વિભાગમાં વહેંચવામાં આવ્યું છે. કુદરતી રીતે પણ તેના ચાર વિભાગ પાડી શકાય છે અને દિશાના પ્રમાણમાં પણ તેને ઘણીવાર ચાર વિભાગથી ઓળખાવવામાં આવે છે.

રાજ્ય વ્યવસ્થા પ્રમાણે ચાર વિભાગ-(૧) ત્રિવેન્દ્રમ વિભાગ. (૨) ક્વીલોન વિભાગ (૩) કોટાયમ વિભાગ (૪) દેવીકુળમ વિભાગ.

કુદરતી રીતે ચાર વિભાગ-(૧) દરિઆઇ કિનારાનો

પ્રદેશ. (૨) દ્વિપ પ્રદેશ. (૩) સપાટ પ્રદેશ (૪) પહાડી પ્રદેશ.

દિશા પ્રમાણેના ચાર વિભાગ- (૧) ઉત્તર ત્રાવણકોર (૨) મધ્ય ત્રાવણકોર (૩) દક્ષિણ ત્રાવણકોર (૪) ઉચ્ચ પ્રદેશ.

**રાજ્યાધિકારી અને રાજકુટુંબ**— આ સંસ્થાન પર હિંદુ ક્ષત્રિય વેગ કુલના રાજા અમલ કરે છે. સંસ્થાનના રાજા આ સંસ્થાનના કુલદેવ શ્રીપદ્મનાભ પ્રભુને આ સંસ્થાનના માલીક ગણે છે અને પોતાને તેમના દાસ સમજે છે અને પોતે એ સમર્થ માલીકના વતી આ સંસ્થાન સંભાળે છે એમ માને છે. રાજાના શુભનામના પહેલાં આ જ મતલબનો શ્રી પદ્મનાભદાસ વંચીપાલ એવો ઉલ્લેખ થાય છે. મલયાળમ પ્રદેશમાં વારસાગતની બે પદ્ધતિ ચાલે છે. મક્કત્તાયમ (પિતાનો પુત્રને વારસો મળે તે) પદ્ધતિ અને મરૂમક્કત્તાયમ પદ્ધતિ (દીકરીના વંશમાં વારસો જાય તે) આ રાજકુળમાં મરૂમકત્તાયમ પદ્ધતિને અનુસરવામાં આવે છે.

વર્તમાન બાળ મહારાજાની પૂર્વેના સ્વર્ગવાસી મહારાજા શ્રીપદ્મનાભદાસ વંચીપાલ રામવર્મા કુલશેખર કિરિટપતિ મન્નેસુલત્તાન રાજા રામ રાજા બહાદુર સમશેર જંગ ૧૮૫૭ માં જન્મ્યા હતા. ૧૮૮૫ ની તા. ૧૯ મી ઓગસ્ટના ગાદી પર આવ્યા હતા. ત્રિવેન્દ્રમથી થોડે દૂર આતીંગલ નામનું સ્થાન છે જ્યાં ઘણાં રાજ્યાધિકારી કુટુંબો રહે છે તેમાંનાં એક વરીષ્ટ કુટુંબની બે પુત્રીઓને તેઓ મહારાજા પછીની રાજ્યાધિકારિણી નક્કી કરી તા. ૩૧ મી ઓગસ્ટ ૧૯૦૦ના ત્રિવેન્દ્રમ રાજમહેલમાં લાવવામાં આવી હતી. મોટાં બહેન શ્રીમતી સેતુ લક્ષ્મીબાઇનો જન્મ ૧૮૯૫ ના નવેમ્બરની તા. ૧૯ મીના અને નાનાં બહેન શ્રીમતી સેતુપાર્વતીબાઇનો જન્મ ૧૮૯૬ ના નવેમ્બરની ૮ મી તારીખે થયેલો. તેઓ બન્ને બહેનો ત્રિવેન્દ્રમમાં આવ્યાં ત્યાર પહેલાં જ તેઓ બન્નેના વિવાહ થઇ ગયા હતા.

બન્ને બહેનોમાંથી નાનાં બહેન શ્રીમતી સેતુપાર્વતી બાઇને તા. ૭ મી નવેમ્બર ૧૯૧૨ ના પુત્રરત્ન સાંપડ્યું અને તે ત્રાવણકોરનું હક્કદાર ગાદી વારસ ઠર્યું. ત્રાવણકોરના ભૂત પૂર્વ મહારાજા સ્વર્ગવાસ પામ્યાથી આ બાળ મહારાજા તા. ૧લી સપ્ટેમ્બર ૧૯૨૪ ના દિવસે ગાદી પર બિરાજ્યા અને ત્રાવણકોરના મહારાજા તરીકે જાહેર થયા. પરંતુ મહારાજાનું સગીર વય હોવાથી નામદાર હિંદી સરકારની કાઉન્સીલ તરફથી શ્રીમતી સેતુ લક્ષ્મીબાઇ મહારાણી રિજેન્ટ તરીકે નીમાયાં. એટલે વર્તમાનમાં સંસ્થાન પર શ્રીપદ્મનાભ સેવિનિ વચી ધર્મ વર્ધિનિ રાજ રાજેશ્વરીમહારાણી સેતુ લક્ષ્મીબાઇ મહારાજનાં નામ અને અધિકાર નીચે અમલ ચાલે છે.

**રાજ્ય વ્યવસ્થા**:- નામદાર મહારાણી રિજેન્ટના મુખ્ય અમલદાર દિવાન છે અને તે પદ પર હાલમાં મિ. એમ ઇ. વોટસ નામના યુરોપિયન ગૃહસ્થ છે. સંસ્થાનના રાજ્યતંત્રોવારની સુગમતા પ્રમાણેના ચાર વિભાગમાંના દેવીકુળમ વિભાગના વડાને કમીશ્નર કહેવામાં આવે છે અને બાકીના ત્રણ વિભાગના વડાને દિવાન પેશ્કાર કહેવામાં આવે છે.

ચાર વિભાગ પૈકી ત્રિવેન્દ્રમ વિભાગમાં ૮ તાલુકા છે. ક્વીલોન વિભાગમાં ૧૧ તાલુકા, કોટાયમ વિભાગમાં ૯ તાલુકા અને દેવીકુળમ વિભાગમાં ૨ તાલુકા છે. દરેક તાલુકાનો વડો તહેસીલદાર કહેવાય છે. સંસ્થાનમાં કુલે ૩૦ તાલુકા અને ૪૩૨ પકુતિ અથવા ગામડાં છે. દિવાન પેશકાર અને કમીશનર, મહેસુલ અને ઇન્કમ ટેક્સ ખાતાંના કમીશનરના તાબામાં છે. દરેક ગામડાંના મુખીને પ્રવર્તિકાર કહેવામાં આવે છે અને તેઓ પોતાના તાલુકાના તહેસીલદારને આધીન છે.

**જંગલ ખાતું** — ૧૯૨૩ દરમ્યાન કોટાયમ વિભાગમાંથી ૧૪૬૮૫ ઘન ફીટ ઇમારતી લાકડું મેળવવામાં આવ્યું હતું. ઉત્તર વિભાગમાં આવેલા ઇળાહુમુ મમ, પેરુમતાડ અને ભગવતિકુળમમાંથી ૭૦૩૬૧ ઘન ફીટ લાકડું મેળવાયું હતું. મન્નુર ચન્દનના ઉદ્યાનમાંથી ૪-૧ ટણ ૧૯ રતલ ચંદનના લાકડાં મેળવાયાં હતાં. મધ્ય વિભાગના ૫ નામ આટલા [illegible]થી ૧૮૪૧૦૦ વાંસ વાઢવામાં આવ્યા હતા. દક્ષિણ વિભાગના વાનપુલી અને પલેરીની આગ પાસમાંથી ૭૬૪૨ ઘન ફીટ ઇમારતી લાકડું, વાલેન વિભાગના ચેરુર અને અરીઅનકાવુ જંગલોમાંથી ૭૮ ૯૭ ઘન ફીટ, કોન્ની વિભાગમાંથી ૧૨૬૫૧૮ ઘન ફીટ લાકડું મેળવવામાં આવ્યું હતું.

અન્જનાડ અને ટામ બાગમની ખીણોમાં ચંદનના વૃક્ષોનો કુદરતિ વિસ્તાર વધતો જાય છે. અછન કોવિલ સાગનો વિસ્તાર પણ એવો જ સારો છે. ૮૨૫૪ એકરમાં સાગના જંગલ ત્યાં આગળ છે.

આ જંગલોમાંથી બળતણ કોલસો અને કોડપાવ તેલ વગેરે મેળવવામાં આવે છે.

રાજ્યના ઉત્તર વિભાગમાં એલચીની નીપજ થાય છે. અને તે સરકારી ખાતા તરફથી જાહેરમાં વેચવામાં આવે છે. કોટાયમ વિભાગમાંની પેદાશ લીઝમાં આપવામાં આવે છે અને બીજા વિભાગોમાં પણ જંગલની પરચુરણ પેદાશના ઇજારા સાથે એના પણ ઇજારા અપાઇ જાય છે.

**કેફી વસ્તુની આયાત** — આ સંસ્થાનમાં ૧૯૨૪–૨૫ ના વર્ષમાં ૧૭૯૭૮ ગેલન શરાબ આયાત કરવામાં આવ્યો. તમાકુ ૧૮૨૨૮ ખાંડી આ સંસ્થાનમાં આવી. અફીણ ૪૪૭૧ શેર અને ૧૯ તોલા અને ગાંજો ૪૩૯૬ શેર અને ૪૦ તોલા વર્ષ દરમ્યાન વપરાયાં.

**નવીન શોધ ખોળ** — મોટા કીમતી શંખો શોધી એકઠા કરવાને માટે સરકારી પરવાનગી જોઇએ છીએ અને તે માટે સરકારને ફી દેવી પડે છે. ખાડીના કિનારા પરથી અને ખાડીના પટમાંથી ચુનો બની શકે તેવી છીપો, શંખલા, હાડકાં વગેરે મેળવવા માટે પણ પરવાના લેવા પડે છે.

Kaolin અને Lignite માટી અને તેનો મોટા પ્રમાણમાં મેળવવાને માનકમલા અને મનાવલાકુરિચિ પાસેના પુદુર અને કોઇલપાર ખાને મેળ દેખાય છે. પલવશાવ અને પેરિયાર નદીઓના પટની ભારે રેતીના નમુનામાંથી સોનું શોધી કાઢવાની તપાસ કરવામાં આવે છે.

વામનપુરમ્ નજદીકમાં અને પીરમેડના ઉપરના ભાગમાં પેન્સીલની બનાવટમાં વપરાતો ડોનમો graphite હોવાનો સંભવ છે તેની સરકારી ભૂસ્તર શાસ્ત્રી તપાસ ચલાવી રહ્યા છે.

સરકારી ઉદ્યોગ હુન્નર ખાતાંના રસાયણ શાસ્ત્રી પેનેચીના ફળમાંથી શુદ્ધ નીપજાવેલા કપોકના તેલના ઉપયોગ અને ગુણ દોષનું પરીક્ષણ કરવા, ચામડાં કમાવવાનું રસાયણ તૈયાર કરવા, લખવા અને છાપવાની શાહીઓ અને કઓલીનમાંથી એલ્યુમીનીઅમ સલ્ફેટ બનાવવાના અખતરાની કોશીશમાં રોકાયા છે.

ચામડાં કમાવી તેનો સામાન બનાવવામાં લોકની વૃત્તી જાગ્રત થઇ છે.

કેમીસ્ટ્રીના પ્રોફેસર ડો. માઉરગીલે લેમનના કમરા, કાળો ડામર, દરીયા ઘાસ અને એપામાંથી તેલ મેળવવાની શોધ કરી છે કેટલાક મૂળીઆ અને સૂડના છોલાંમાંથી તેલ મેળવવા રાબ્બીના પ્રયોગનું સાહિત્ય તૈયાર કર્યું છે.

પંચ ધાતુનું મિશ્રણ કરી ટોકરા ટોકરીઓ બનાવ

વાનો ગૃહ ઉદ્યોગ, નીકલની પ્લેટો તૈયાર કરવી, ઝવેરાત નું મીનાકારી કામ, રેશમનથ્થુડ, ભરતગુથણ અને છત્રીઓ બનાવવાના હાથ ઉદ્યોગને પ્રગતિમા લાવવાની એક મોટી યોજના પર સરકાર વિચાર ચલાવી રહી છે.

**ટપાલ ખાતુ—** આ સસ્થાનની સરકાર ટપાલખાતુ પણ પોતાનુ ધરાવે છે ૧૯૨૪–૨૫ના વરસ દરમ્યાન ૨૪૧ ટપાલ ઓફીસો એ ખાતામા હતી.

**લેજીસ્લેટીવ કાઉન્સીલઃ—** રાજ્યતત્રના ધારા ધોરણમા સુધારા વધારા કરવા અને રાજ્ય કારોબારની વ્યવસ્થા તથા વિશેષ માહિતી જાહેર પ્રજા આગળ રજુ કરવાના હેતુથી આ સસ્થાનમા એક લેજીસ્લેટિવ કાઉન્સીલ યોજાએલી છે. આ કાઉન્સીલની સ્થાપના ૧૮૮૮મા થયેલી પરતુ પ્રજાના અવાજ કાઉન્સીલમાં વિશેષરૂપે ઉઠાઇ એવીરીતનુ સુધારેલુ વિશેષ ઉદાર બધારણ ૧૯૨૧ના ઓક્ટોબરમા ઘડાયુ છે આ નવા બધારણ અનુસાર કાઉન્સીલમા કુલે ૫૦ બેઠક છે જેમા ૨૮ બેઠક માટે પ્રજા તરફથી સભ્યોની ચુટણી થાય છે અને ૨૨ સભ્યો સરકાર તરફથી નીમાય છે આ ૨૨ સભ્યોમા ૧૫ સરકારી નોકરીઆત સભ્યો હોય છે દિવાન કાઉન્સીલના પ્રમુખ ગણાય છે અને ઉપપ્રમુખ (તુ પદ જે સરકારી અમલદારનુજ હોવુ જોઇએ એવુ કઇ નિશ્ચિત નથી તે) પણ દિવાનની ગેરહાજરીમા પ્રમુખપદ સભાળી શકે છે રાજ્યની આવક ખરચના વાર્ષિક અદાજ પત્ર [બજેટ] પર કાઉન્સીલનો મત લેવાય છે કાઉન્સીલના સભ્યો રાજ્ય કારોબારને લગતા ઠરાવો કરી શકે છે અને વિશેષ માહિતી માટે સરકારી અમલદારો પાસેથી જવાબ માગી શકે છે

૨૮ ચુટાયેલી બેઠકો નીચે મુજબ ગોઠવાએલી છે ૧ બેઠક [ત્રિવેન્દ્રમ શહેર માટે, ૨૨ બેઠકો [બાકી ૧૮ મ્યુનિસિપાલિટિ ધરાવતા શહેરો સહિત] ૩૦ તાલુકા માટે, ૧ બેઠક ગોરા બગીચાવાળાઓ માટે, ૧ જમીનદારો માટે, ૧ એડવાકના માલીકો અને સરકારી વર્તમાન ખાતા સમુહ માટે અને બાકીની ૨ બેઠક વેપાર અને હુન્નર ઉદ્યોગના લાભાર્થે

સદરહુ બેઠકો માટે મત આપવાની યોગ્યતાનો નિર્ણય નીચે પ્રમાણે કરવામા આવ્યો છે.

બધાજ રજીસ્ટર્ડ ઇનામદાર અને ઓછામા ઓછુ વાર્ષિક રૂા ૫ જમીન મહેસુલ આપતા હોય તે, મ્યુનિસિપાલિટિને ત્રિવેન્દ્રમમા રૂ ૧ અને બીજા સ્થળોએ રૂા ૩ વાર્ષિક કર આપતા હોય તે અથવા ધંધાદારી તરીકેનો ગમે તે હિસાબનો સરકારને કર ભરતા હોય તે, માન્ય થયેલાં વિશ્વ વિદ્યાલયોના ત્રાવણકોર નિવાસી ગ્રેજ્યુએટો, નાયર બ્રિગેડ, નામદાર સરકારના સઈનિક અને દરિઆઇ ખાતાના ત્રાવણકોર નિવાસી નાનપ્રમ્ય અમલદારો સ્વસ્થ ચિત્તના અને ૨૧ વર્ષની ઉપરની ઉમરના સર્વ મતદાર ગણાય છે ધારા સભાની બેઠક માટેની ઉમેદવારીમા અને મતાધિકારમા સ્ત્રીઓ પણ સર્વાંશે પુરૂષો જેટલાજ સમાન હકક ધરાવે છે

**શ્રી સુલમ પોપ્યુલર એસેમ્બ્લી—** વર્તમાન મહારાજાની પૂર્વેના સ્વર્ગગામી નામદાર મહારાજાની ઇચ્છાનુસાર એક વિશિષ્ટ પ્રજા મડળની ૧૯૦૪ મા સ્થાપના થયેલી છે તે શ્રી સુલમ પોપ્યુલર એસેમ્બ્લીના નામથી પ્રસિદ્ધ છે આ મડળમા ૧૦૦ સભ્યોની બેઠકો છે રાજ્યમા ૩૦ તાલુકામાના દરેક તાલુકાને એક એક પ્રતિનિધિ મોકલવાનો હક છે થોડાક અગત્યતાવાળા તાલુકાઓને એક એક વધારે પ્રતિનિધિની છુટ અપાયેલી છે તે મુજબ રાજ્યના તાલુકાઓમાથી ૪૩ પ્રતિનિધિઓ, મ્યુનિસિપાલ કાઉન્સીલના ૧૯ પ્રતિનિધિઓ બગીચાવાળાઓની એસોસિએશન તરફથી ૪, વેપારી મડળ તરફથી ૭ અને મલયાળી બ્રાહ્મણ જમીનદારો તરફના ૪ અને સરકારી નીમણુક મુજબ ૨૩ પ્રતિનિધિઓ આ એસેમ્બલીમા બિરાજે છે

એસેમ્બલીની બેઠક વરસમાં એક વાર મળે છે દરવરસે નવમ્બરમા પ્રતિનિધિઓની ચુંટણી તાલુકાના તહેસીલદારના અધ્યક્ષપણા નીચે થાય છે જેઓ બેઠક સરકારીમા મળે છે વાર્ષિક ૫૦ રૂપિયા જમીન મહેસુલ જે ગ્રહસ્થ સરકારમાં આપતા હોય અગર જેની વાર્ષિક આવક ઓછામા ઓછી ૨૦૦૦ રૂપિઆ હોય અથવા જે કોઇ માન્ય વિશ્વવિદ્યાલયના ગ્રેજ્યુએટ હોઈને ઓછામા ઓછા દશ વર્ષ થયા ત્રાવણકોરના નિવાસી હોય એવા ગ્રહસ્થ આ એસેમ્બલીમા પ્રતિનિધિ થવાની ઉમેદવારી કરી શકે છે એવો દરેક સભ્ય એસેમ્બલીમા ૨ વિષય રજુ કરી શકે છે નવમ્બરમા નિયુક્ત થયા પછી એસેમ્બલીમા વિષય રજુ કરનાર સભ્ય કોઇ વિષય તૈયાર કરી દિવાન પેશકારને મોકલે અને દિવાન પેશકાર તે વિષયો દિવાનને મોકલે છે એસેમ્બલીની બેઠક દિવાન ખુલી મુકે છે પછી પ્રતિનિધિઓને પોતાના વિષયો રજુ કરવાનુ નિવેદન કરવામા આવે છે સરકાર તરફથી દિવાન તે વિષય સબંધી જવાબ આપે છે

પ્રજાની જરૂરીઆતો અને ઇચ્છાઓ, રાજ્યકારોબારથી પ્રજા ઉપર થતી અસર, પ્રજાને મળતા ન્યાય અન્યાય અને યોગ્ય સુધારા વધારા સબંધીના વિચારો સરકારને સીધા જાણવાના મળે એ આ એસેમ્બલીની સ્થાપનાનો હેતુ છે

**જનસમાજ—** આ સસ્થાનની જનસખ્યા ૧૯ ૧ ના વસ્તી પત્રક પ્રમાણે ૪૦૦૬૦૬૨ની છે જેમાં ૨૦૩૨૫૫૩ પુરુષો અને ૧૯૭૩૫૦૯ સ્ત્રીઓ છે ૨૫૪૯૫૫૪ હિંદુઓ, ૧૧૭૨૯૩૪ ખ્રિસ્તિઓ અને ૨૭૦૪૭૮ મુસલમાનો છે છેલ્લા દશકામા સસ્થાનની પ્રજામા હિંદુઓનો સેકડે ૧૧ ૩ જેટલો વધારો થયો છે મુસલમાનોનો સેકડે ૧૯ ૪ અને ખ્રિસ્તિઓનો ૨૮ ૮ જેટલો વધારો થયો છે

આખા સસ્થાનની પ્રજામા ૧૦૦ વરસની ઉપરના ૧૦૫ માણુસો છે જેમા ૪૬ પુરુષો અને ૫૯ સ્ત્રીઓ છે ૭૦ વરસની ઉપરની ઉમ્મરના ૫[illegible]૨૦ માણસો જેમા ૨૪૮૪૫ પુરુષો અને ૨૯૫૭૫ સ્ત્રીઓ છે

આખા સસ્થાનમા નીચેની વિગતે કુમારી સ્ત્રીઓ છે

| વરસ | કુલ કુમારીઓ | હિંદુ | મુસ્લીમ | ખ્રિસ્તિ |
|---|---|---|---|---|
| ૨૦–૨૫ | ૨૮૪૪૮ | ૨૦૯૦૧ | ૧૩૩૯ | ૬૭૫૨ |
| ૨૫–૩૦ | ૧૩૭૦૭ | ૯૯૬૦ | ૬૪૪ | ૨૩૩૩ |
| ૩૦–૩૫ | ૭૮૭૫ | ૫૭૯૫ | ૪૪૨ | ૧૫૯૫ |
| ૩૫–૪૦ | ૬૬૭૨ | ૪૮૮૧ | ૩૮૯ | ૧૩૬૭ |
| ૪૦–૪૫ | ૫૯૯૬ | ૪૨૧૧ | ૩૭૫ | ૧૩૭૩ |
| ૪૫–૫૦ | ૪૯૯૨ | ૩૫૧૪ | ૨૮૧ | ૧૧૭૫ |
| ૫૦–૫૫ | ૫૦૨૮ | ૩૫૮૬ | ૨૯૦ | ૧૧૮૭ |
| ૫૫–૬૦ | ૩૨૦૬ | ૨૧૮૪ | ૧૭૪ | ૮૭૪ |
| ૬૦–૬૫ | ૩૯૦૦ | ૨૬૮૪ | ૨૩૧ | ૯૬૩ |
| ૬૫–૭૦ | ૧૮૨૪ | ૧૨૪૨ | ૭૯ | ૪૯૫ |
| ૭૦ વરસ ઉપરની | ૨૭૭૬ | ૧૮૩૪ | ૧૪૩ | ૭૯૦ |

આખા સસ્થાનમા નીચેની વિગતે વિધવાઓ છે

| વરસ | કુલસખ્યા | હિંદુ | મુસલમાન | ખ્રિસ્તિ |
|---|---|---|---|---|
| ૫–૧૦ | ૪૭ | ૨૮ | ૧૨ | ૭ |
| ૧૦–૧૫ | ૪૦૧ | ૩૦૩ | ૨૩ | ૭૩ |
| ૧૫–૨૦ | ૩૦૯૬ | ૨૪૦૭ | ૨૪૯ | ૪૩૬ |
| ૨૦–૨૫ | ૮૮૧૧ | ૬૯૪૯ | ૬૧૬ | ૧૨૪૦ |
| ૨૫–૩૦ | ૧૩૬૫૯ | ૧૦૫૮૫ | ૮૩૫ | ૨૨૧૮ |

આ સસ્થાનમા કેળવણીની સ્થિતિ જાણવા માટે નીચેના આકડા આપવામા આવે છે

| દેશી ભાષા ભણેલા બધા ધર્મના | | અગ્રેજી ભાષા જાણનારાં બધા ધર્મના | |
|---|---|---|---|
| પુરુષ | સ્ત્રી | પુરુષ | સ્ત્રી |
| ૬૭૨૦૬૬ | ૨૯૬૦૬૭ | ૪૮૬૪૧ | ૯૯૭૦ |

સંસ્થાનમાં કુલે ૩૮૮૬ શિક્ષણની સંસ્થાઓ છે. કોલેજોમાં ૨૫૦૩ વિદ્યાર્થીઓ, અંગ્રેજી શાળાઓમાં ૪૪૬૯૦ વિદ્યાર્થીઓ ૪૨૧૩૦૭ વિદ્યાર્થીઓ પ્રાથમિક શાળાઓમાં ૨૫૪૩ વિદ્યાર્થીઓ અને ખાસ શાળાઓમાં ૧૮૩૪૨ વિદ્યાર્થીઓ ખાનગી શાળાઓમાં કુલ ૪૮૯૩૬૫ વિદ્યાર્થીઓ ૧૯૨૪–૨૫ ના સરકારી રિપોર્ટ પ્રમાણે શાળામાં અભ્યાસ કરે છે. કન્યા કેળવણીનાં સંબધમાં જોઇએ તો ૨૨૪ કન્યાઓ કોલેજનો અભ્યાસ કરે છે ૮૪૧૮ અંગ્રેજી શાળાઓમાં અને ૧૫૩૮૧૧૫ કન્યાઓ દેશી ભાષાની શાળાઓમાં અભ્યાસ કરે છે. ૧૧૦૫ કન્યાઓ ખાસ શિક્ષણની સંસ્થાઓમાં અભ્યાસ કરે છે.

સંસ્થાનની પ્રજાનો મોટો ભાગ નાળિએરીની ખેતીના ઉદ્યોગમાં રોકાએલો છે. ૮ લાખથી ઉપરની સંખ્યાના ઝાળવા અને શાનાનકોમના લોક તાડી, દેશી દારૂ વગેરેના ધધામાં લાગ્યા છે તે સિવાય સંસ્થાનમાં ડાંગરની અને પરચુરણ ધાન્યની ખેતી ઉપરાંત ચા, રબર, કાફી, સીકોના, ગળી, અને એલચીની ખેતી થાય છે.

ખેતી ઉપરાંત કાપડનું વણાટકામ, કાથાની સીંદરી બનાવવાનો ઉદ્યોગ, લાકડાં વેરવાની મીલો, વાંસના સામાન બનાવવાનો ધધો, મોનોઝાઇટ રેતીનું પૃથક્કરણ કરવાના કારખાના, ઇજનેરી કામના કારખાના, ઇંટો અને નળીઆં બનાવવા, નીમકના અગર સાબુના કારખાનાં, કાગળની મીલ, તેલ અને ચોખાની મીલ, સુતારી કામ લુહાર કામ, ધોબી, હજામ કડીઆરા અને બીજાં શુદ્રોને લગતાં કામમાં લોકો કામે લાગ્યા છે.

મોચી અને દરજીનો ધધો ઓછા પ્રમાણમાં છે. દેવળના પુજારીઓ પુરાણીને અને જ્યોતિષિઓનું સારૂં માન છે. આ દેશના બ્રાહ્મણો જેઓ નંબુદ્રિઆના નામથી પ્રસિદ્ધ છે તેઓ આ સંસ્થાનની સર્વોત્કૃષ્ટ આચાર વિચારમાં ઉત્તમ પ્રજા છે. તેઓ મોટા જમીનદારો છે. સંસ્કૃત વિદ્યાના ઉપાસક છે. આયુર્વેદ ને જ્યોતિષ એ એમના પ્રાચીના વિષય છે. અંગ્રેજી કેળવણી આ કોમમા ઘણી ઓછી છે. તેઓનાં કુટુંબમાં ...ાઇ પોતાની કોમની કન્યા સાથે પરણી શકે છે. બાકીના કુંવારા રહે છે ...ત્રિય, નાયર કે એવી થોડા દરજાની નીચની શુદ્ર કોમની કન્યાઓ ... છે ને આ કન્યાઓ તેમની પતે સમજે છે. ... બીજા દરજાની અગત્યના ... આ સંસ્થામાં ઘણી પ્રસિદ્ધ અગ્રગણ્ય નાયર કોમ છે તે કોમની જનસંખ્યા પણ સંસ્થાનની પ્રજામાં અગત્યનો હિસ્સો આપે છે. આખા સંસ્થાનમાં ૬૯૦૪૯૫ નાયર છે. તેઓ શરીરે સુદૃઢ, લડાયક અને આ સંસ્થાનને પોતાનુ ખાનગી વતન માનનારા છે. તેમની સ્ત્રીઓ પણ સુંદર બુદ્ધિશાળી અને બહાદુર છે. પુરાણોમાં કહેલા નાગલોક તે આ નાયરકોમ છે એમ કેટલાકનું અનુમાન છે એ કોમમા કેળવણીનો પણ પ્રચાર સારો છે. રાજ્ય કારોબારમા એનો લાગવગ જબર પણ હમણાં એમની એ સ્થિતિને ક્ષય લાગુ પડેલો જણાય છે. સંસ્થાનમાં ખ્રિસ્ત પ્રજાનું પ્રમાણ વધતું જાય છે અને રાજ્ય કારોબારમાં નાયરનો વગ ઓછો થતો જાય છે.

**વેપાર**—આ સંસ્થાનની પેદાશની હકીકત આપણે પાછળ વાંચી ગયા છીએ તો પણ ૧૯૨૪–૨૫ ના સરકારી રિપોર્ટમાં રજુ થએલા વેપારના આંકડા નીચે આપવામાં આવે છે તેના ઉપરથી આ સંસ્થાનના વેપારનો સારો આભાસ મેળવી શકાશે.

## નિકાસ

| માલનું નામ | પ્રમાણ | કીમત રૂપીઆ |
|---|---|---|
| કોપરાં | હંડર ૩૫૭૮૬૩ | ૮૦૫૧૯૧૧ |
| નાળિએર | નંગ ૧૬૪૧૮૩૮૧ | ૧૧૦૮૮૩૬ |
| સીંદરી (કાથો) | હંડર ૮૪૮૭૨૧ | ૧૨૭૨૨૮૬૦ |
| દોરડાં | „ ૮૬૮ | ૮૬૨૬ |
| કાબલો | „ ૩૬૩૩ | ૩૬૯૩૦ |

| | | | |
|---|---|---|---|
| નાળિએરનાં છાલાં | ,, | ૧૦૧૩૬ | ૮૧૦૯૯ |
| કોપરેલ | ,, | ૪૦૨૩૯૪ | ૭૫૪૪૮૮૧ |
| ખોળ | ,, | ૨૦૮૮૧૨ | ૧૦૪૪૦૬૦ |
| સોપારી | ખાંડી | ૮૧૨૧ | ૭૧૬૫૬૩ |
| ગોળ | હંડર | ૮૫૬૯૫ | ૮૫૬૯૫૧ |
| કાફી | રતલ | ૨૪૩૬૦૦ | ૧૩૬૭૩૦ |
| સૂંઠ | હંડર | ૫૯૯૮૪ | ૨૧૮૩૮૭૪ |
| ચામડાં | નંગ | ૨૯૯૨૧૨ | ૨૯૫૫૧૯ |
| માછલી | હંડર | ૨૫૨૭૫૬ | ૩૦૮૯૪૬૫ |
| આંમલી | ,, | ૫૬૩૦૩ | ૬૭૫૬૩૨ |
| ગોળ (મોલાસેસ) | ,, | ૨૫૧૩૧ | ૧૫૦૭૯૧ |
| કાળાંમરી (તીખાં) | ખાંડી | ૩૫૩૭૪ | ૪૧૪૧૪૬૯ |
| ઇમારતી લાકડું | ઘનફીટ | ......... | ૧૧૭૨૫૦૯ |
| સીંદરીનાં ધડકલાં | હંડર | ૧૪૦૯૯૨ | ૨૫૧૭૦૦૧ |
| સીંદરીનાં ગાલીચા | વાર | ૨૬૨૯૯૦૭ | ૨૭૫૮૭૩૬ |
| કાપડ | ,, | ......... | ૪૧૮૪૮૯ |
| એલાયેચી | હંડર | ૩૫૩૮ | ૧૦૧૫૩૪૮ |
| ચા | રતલ | ૨૯૭૪૦૩૦૦ | ૨૯૫૦૨૯૯૪ |
| રબર | ,, | ૫૫૦૮૧૧૩ | ૬૧૭૩૩૫૧ |
| પરચુરણ ચીજો | | ......... | ૧૦૬૯૨૦૭૬ |

## આયાત

| માલનું નામ | | પ્રમાણ | કીંમત રૂપિઆ |
|---|---|---|---|
| કાપડ ફેન્શી | | ......... | ૬૪૬૩૫૫૩ |
| દોરા | | ......... | ૧૮૦૩૫૧૬ |
| સુતરાઉ કાપડ | | ......... | ૧૨૭૨૯૫૨ |
| ચોખા | હંડર | ૧૯૮૩૭૦૧ | ૧૮૫૮૮૪૨૦ |
| ડાંગર | ,, | ૭૯૪૨૧૦ | ૪૯૯૩૦૦૯ |
| તમાકુ | ખાંડી | ૧૮૩૨૭ | ૨૭૫૮૧૧૧ |
| હાર્ડવેર | | ......... | ૨૩૦૦૧૨૨ |
| ખોગકીની ચીજો | | ......... | ૧૭૮૦૨૬ |
| સાંચા કામ | | ......... | ૬૪૨૯૦૮ |
| નીમક | મણ | ૭૧૨૫૦૦ | ૫૮૦૫૭૩ |
| તલનું તેલ | | ......... | ૨૦૬૭૨૮ |
| કાચનો સામાન | | ......... | ૮૯૩૮૨ |
| શરાબ | ગેલન | ૧૭૯૨૮ | ૨૮૫૮૯૮ |
| પરચુરણ સામાન | | ......... | ૧૬૯૩૫૦૪૬ |
| | | કુલ | ૫૭૦૯૮૨૪૪ |

**મોનાઝાઇટ**— નામની રેતી દક્ષિણ ત્રાવણકોર ના દરિઆ કિનારા પર મળી આવે છે અને જે સોના ચાંદીના દાગીના પોલીશ કરવાના કામમાં વપરાય છે તે વિદેશ કેટલી લઇ જવામાં આવી તેની જાણમાટે હિન્દિ સરકારના ડિપાર્ટમેન્ટ ઓફ કોમર્શ્યલ ઇન્ટેલીજેન્સ અને સ્ટેટિસ્ટિકસના રિપોર્ટ ઉપરથી નીચે પ્રમાણે આપવામાં આવે છે.

| વરસ | વજન–ટન | કિંમત રૂપિઆ |
|---|---|---|
| ૧૯૧૪ | ૧૧૮૬ | ૬૨૧૧૬૫ |
| ૧૯૧૫ | ૧૧૦૮ | ૪૯૮૫૭૦ |
| ૧૯૧૬ | ૧૨૯૨ | ૫૬૫૭૧૦ |
| ૧૯૧૭ | ૧૯૪૦ | ૮૪૭૩૩૫ |
| ૧૯૧૮ | ૨૧૧૭ | ૮૮૨૨૮૫ |
| ૧૯૧૯ | ૨૦૨૪ | ૬૦૭૧૨૦ |
| ૧૯૨૦ | ૧૬૪૧ | ૪૯૨૩૧૦ |
| ૧૯૨૧ | ૧૨૬૦ | ૪૬૪૩૮૫ |
| ૧૯૨૨ | ૧૨૫ | ૨૮૦૬૫ |
| ૧૯૨૩ | ૨૪૬ | ૫૫૪૫૫ |

## ત્રાવણકોર રાજ્યનું તાલુકવાર વસ્તીપત્રક.

| નંબર | તાલુકાનું નામ | ગામડાં | ઘર | હિન્દુઓ | મુસલમાન | ખ્રિસ્તિ | પરચુરણ | કુલસંખ્યા |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | તોવાળા | ૧૪૪ | ૮૬૩૦ | ૨૬૭૯૯ | ૧૭૮૦ | ૭૮૯૫ | ૨૨ | ૩૬૪૯૬ |
| ૨ | અગસ્તીશ્વરમ | ૪૩૮ | ૨૯૧૩૪ | ૯૭૩૧૪ | ૪૫૫૦ | ૩૬૩૯૩ | ... | ૧૩૮૨૫૭ |
| ૩ | કલ્કુળમ્ | ૩૪૭ | ૩૩૬૮૯ | ૧૦૫૩૪૩ | ૭૭૨૬ | ૫૮૩૫૮ | ૮૩૬ | ૧૭૨૨૬૩ |
| ૪ | વળાનકોડ | ૧૫૭ | ૨૫૨૭૩ | ૯૩૬૯૦ | ૩૭૦૬ | ૪૮૮૫૦ | ૮૬૩ | ૧૪૭૧૦૯ |
| ૫ | નેયાટીનકરા | ૨૦૩ | ૩૬૬૯૬ | ૧૩૯૯૮૮ | ૮૯૫૦ | ૬૭૧૬૩ | ૧૪૨૮ | ૨૧૭૫૨૯ |
| ૬ | ત્રિવેન્દ્રમ | ૭૩ | ૩૦૨૪૯ | ૧૩૫૫૨૭ | ૧૭૧૩૨ | ૨૨૭૮૬ | ૨૧ | ૧૭૫૪૬૬ |
| ૭ | નેડુમંગાડ | ૮૦ | ૨૨૧૧૮ | ૮૦૫૦૪ | ૧૦૮૪૨ | ૧૭૮૩૯ | ૨૯૨૬ | ૧૧૨૧૧૧ |
| ૮ | ચીરયીનકીળ | ૮૮ | ૨૯૫૩૭ | ૧૨૯૪૧૬ | ૨૪૨૮૯ | ૩૨૯૭ | ૪૬ | ૧૫૭૧૪૨ |
| ૯ | કોટારકરા | ૧૫૧ | ૨૦૬૭૩ | ૮૦૧૩૩ | ૮૫૭૯ | ૧૯૯૧૬ | ૧૨૫ | ૧૦૮૭૫૩ |
| ૧૦ | પત્તનાપુરમ | ૮૪ | ૧૪૫૭૫ | ૫૦૮૬૨ | ૯૩૨૯ | ૧૩૧૬૯ | ૨૧૦ | ૭૩૫૭૦ |
| ૧૧ | ચેંગોટા | ૫૩ | ૯૯૫૫ | ૩૯૫૦૯ | ૪૨૪૮ | ૧૮૩૧ | ૬૨ | ૪૪૬૫૦ |
| ૧૨ | ક્વીલોન [કોલમ] | ૧૪૮ | ૩૪૨૩૫ | ૧૩૮૪૦૪ | ૨૩૦૦૩ | ૩૪૩૩૬ | ૩૨૮ | ૧૯૬૫૧૧ |
| ૧૩ | કુન્નતુર | ૧૧૪ | ૧૭૮૩૦ | ૭૦૬૬૧ | ૫૪૦૫ | ૧૭૨૯૭ | ... | ૯૩૪૬૩ |
| ૧૪ | કરૂનાગપ્પલ્લી | ૧૨૧ | ૩૦૮૪૨ | ૧૧૯૧૪૪ | ૨૨૪૨૯ | ૧૬૪૭૮ | ૭ | ૧૫૮૦૫૮ |
| ૧૫ | કાર્તિકપ્પલ્લી | ૮૮ | ૨૨૦૯૯ | ૯૬૧૪૯ | ૯૩૦૮ | ૧૨૪૬૩ | ... | ૧૧૭૯૨૦ |
| ૧૬ | માવેલીકકરા | ૧૧૬ | ૨૮૧૭૫ | ૧૧૧૦૫૯ | ૬૬૩૪ | ૨૭૦૯૫ | ૧ | ૧૧૪૭૮૯ |
| ૧૭ | તિરૂવલ્લા | ૨૪૨ | ૪૯૨૬૪ | ૧૦૯૯૩૯ | ૪૪૭૦ | ૧૧૯૪૬૩ | — | ૨૭૩૮૭૨ |
| ૧૮ | પત્તનમતિટ્ટા | ૯૦ | ૧૯૭૦૩ | ૫૮૫૯૦ | ૪૩૮૨ | ૪૦૭૭૨ | ૨૫૮ | ૧૦૪૦૦૨ |
| ૧૯ | અમ્બલપુળા | ૮૦ | ૩૪૩૬૩ | ૧૦૫૨૫૭ | ૧૪૩૩૪ | ૫૧૮૬૧ | ૩૮ | ૧૭૧૫૯૦ |
| ૨૦ | ચેરતલા | ૪૮ | ૩૫૨૪૫ | ૧૨૩૧૧૭ | ૬૯૮૫ | ૩૧૩૨૦ | ૯ | ૧૬૧૪૮૧ |
| ૨૧ | વાઇકમ | ૮૬ | ૨૩૭૭૨ | ૮૦૮૭૩ | ૨૫૯૬ | ૩૬૧૯૫ | ૧૧ | ૧૧૯૬૭૮ |
| ૨૨ | કોટાયમ | ૧૦૧ | ૩૨૪૪૧ | ૮૧૬૬૧ | ૨૭૨૯ | ૮૯૪૮૪ | ૬૦ | ૧૭૩૯૩૪ |
| ૨૩ | ચંગનાશેરી | ૬૮ | ૨૯૬૦૭ | ૬૮૧૮૬ | ૭૩૬૫ | ૮૦૬૩૮ | ૪૫૧ | ૧૫૬૬૪૦ |
| ૨૪ | મીનચીલ | ૧૨૭ | ૩૦૨૩૧ | ૬૦૯૮૧ | ૨૬૪૮ | ૯૫૪૩૭ | ૧૧૨૭ | ૧૬૦૧૯૩ |
| ૨૫ | મુવાટુપુળા | ૧૪૭ | ૨૬૪૦૦ | ૫૯૨૯૪ | ૧૨૦૬૭ | ૬૫૭૩૨ | ૩૯૬ | ૧૩૭૪૮૯ |
| ૨૬ | તોડુપુળા | ૯૯ | ૧૨૩૯૫ | ૨૪૮૨૫ | ૫૩૧૦ | ૨૫૫૩૦ | ૧૫૮૦ | ૫૭૨૮૫ |
| ૨૭ | કુન્નત્તનાડ | ૧૮૫ | ૩૪૩૯૦ | ૮૮૭૩૦ | ૨૨૮૫૩ | ૭૨૮૨૦ | ૨૯ | ૧૮૪૪૩૨ |
| ૨૮ | પરૂર | ૧૪૨ | ૨૮૪૬૫ | ૯૧૨૭૫ | ૧૬૦૧૫ | ૪૫૯૦૫ | ૨૬૧ | ૧૫૪૪૫૮ |
| ૨૯ | દેવીકુળમ | ૯૪ | ૭૧૫૦ | ૨૬૪૩૬ | ૪૧૩ | ૫૭૧૭ | ૩૨૯ | ૩૨૮૯૫ |
| ૩૦ | પીરમેડ | ૨૧ | ૪૬૯૧ | ૧૫૦૦૬ | ૧૨૫૪ | ૬૨૧૨ | ૧૫૫૨ | ૨૪૦૨૬ |
| | | | | ૨૫૪૯૬૬૪ | ૨૭૦૪૭૮ | ૧૧૭૨૯૩૪ | ૧૨૯૮૬ | ૪૦૦૬૦૬૨ |

## ભાષા

આ સસ્થાનમાં કુલે ૨૮ ભાષાઓ બોલાય છે. ૧૯૨૧ના વસ્તીપત્રક પ્રમાણે જુદી જુદી ભાષાઓ બોલનારાઓની જનસંખ્યા નીચે આપવામાં આવે છે.

| | | | |
|---|---|---|---|
| મલયાળમ્ | ૩૨૪૯૭૭૬ | ઉર્દુ | ૨૨૪ |
| તામિલ | ૬૨૪૯૧૭ | ગુજરાતી | ૫૭૭ |
| કર્ણાટકી | ૮૧૩ | હલી | ૧ |
| તુલુ | ૨૦૫૪ | પતનુલી | ૧૦૯૨ |
| તેલુગુ | ૬૫૧૧ | પંજાબી | ૧૮ |
| સસ્કૃત | ૨૨ | પારસી | ૧ |
| કચ્છી | ૧૯૭ | અરબી | ૫૫૮ |
| મરાઠી | ૨૬૨૯ | હિબ્રૂ | ૭ |
| કોંકણી | ૯૩૦૦ | ચીના | ૮ |
| સિહલી | ૧૧ | ફ્રેંચ | ૨૬ |
| બેંગાલી | ૧૧૨ | ઇટલીઅન | ૨૭ |
| હિંદુસ્થાની | ૨૮૮૯ | પોર્ટુગીઝ | ૨૬ |
| હિંદી | ૫૩૧ | અંગ્રેજી | ૩૭૮૯ |
| મારવાડી | ૧ | ફ્લેમીશ | ૪૫ |

## વર્તમાન પત્રો અને માસિકો

આ સસ્થાનની પ્રજા સાહિત્યમાં સારો રસ લ્યે છે. તે નીચે બતાવેલાં પત્રોના ટિપ્પણ ઉપરથી જણાઇ શકશે.

આ સસ્થાનમાં કુલે નીકળતાં પત્રોની તારવણી સરકારી ૧૯૨૪–૨૫ના રિપોર્ટમાં આપવામા આવી છે તે મુજબ આ સસ્થાનમાંથી ૫૨ વતમાન પત્રો અને ૭૯ માસીક પત્રો પ્રગટ થાય છે. તેમાં ૩ દૈનિક, ૫ અઠવાડીઆમાં ત્રણ વખત, ૭ અઠવાડીઆમા બે વખત, ૩૬ અઠવાડીક અને ૧ માસિક વતમાન પત્ર છે. આ બધા પત્રોમા ૬૦ પત્રો કેવળ મલયાળમ્ ભાષામાં પ્રગટ થાય છે. ૩૮ અંગ્રેજી અને મલયાળમ્ ૧૯ ફક્ત અગ્રેજીમા અને ૯ તામિલમા. બાકીના બે ત્રણ મિશ્ર ભાષાઓમાં પ્રગટ થાય છે. વિષય કેટલાકના કેવળ રાજદ્વારી, કેટલાકના સામાજિક અને ધાર્મિક અને કેટલાકના સાહિત્યિક છે. વૈદકીય, ઔદ્યોગિક અને કાનુની માસિક પત્રો પણ છે.

## પશુધન

૧૯૨૧ નાં વસ્તી પત્રકમાં આ સંસ્થાનનાં પશુધનની પણ ગણત્રી કરવામા આવી છે તે ઉપરથી આ સસ્થાનના પશુધન બાબતનો સહેજ ખ્યાલ આવી શકશે.

| | | | |
|---|---|---|---|
| બેલ | ૨૮૦૯૩૧ | વાછરડા | ૮૪૦૨૬ |
| ગાય | ૩૧૧૧૭૬ | વાછરડી | ૧૨૫૭૫૪ |
| પાડા | ૬૦૭૭૯ | પાડરડા | ૫૬૬૫ |
| ભેસ | ૧૯૨૯૮ | પાડી | ૫૭૭૪ |
| ઘેટાં ને બકરાં | ૧૩૩૨૧૫ | | |

કુલ ૧૦૨૬૭૦૮

# કોચીનનું રાજ્ય.

"This comparative preponderance of industrial population in Cochin is due not to the infertility of the soil or its unsuitability to agriculture but to certain natural advantages possessed by the State which have diverted a larger proportion of people than elsewhere in Southern India from agriculture to industrial occupations The influence and example of the small but enterprising colony of Bombay people who have made Cochin their adopted country have also contributed to this result in a large measure"

— *Cochin State Manual*

## સામાન્ય વર્ણન

કોચીન રાજ્યનુ અસલ નામ પેરૂમ્પડપ્પુ નાડ છે ૧૩૪૧ ના વર્ષમા બંદરગાહની શરૂઆત થયા પછી કોચીન નામ અસ્તિત્વમા આવેલુ જણાય છે મલયાળમ ભાષામા કોચી કહે છે કોચી શબ્દ અસલ ગોશ્રીનો અપભ્રંશ હોય એમ જણાય છે ગોશ્રી એટલે ગોધનથી ભરેલુ જ્યા ગાયો રૂપી લક્ષ્મી છે તે કોચી મલયાળમ ભાષાના કોચ્ચુ શબ્દ ઉપરથી થયો હોય એમ પણ જણાય છે કોચ્ચુ એટલે નાનુ કેરળ મહાત્મ્ય અને બીજા સંસ્કૃત પુસ્તકોમા આ સ્થાનને બાલપુરીના નામથી ઓળખાવવામાં આવ્યુ છે.

કોચીનનુ બંદરગાહ શરૂ થયા પહેલા કોડુંગલ્લુર અથવા કોરિલિંગપુરમ્ અંગ્રેજોએ હાલમા જેને ક્રેંગનુર નામ આપ્યુ છે ત્યા પહેલા મોટુ બંદરગાહ હતુ અને દેશ પરદેશના જંગી વહાણો ત્યા લંગારાતા કુદરતી ફેરફારને લીધે ત્યા સમુદ્ર આગળનુ બારૂ પુરાઇ ગયુ અને તેથી વેપારીઓએ પોતાના મોટા વહાણો લાંગરવાનુ અહીંઆ શરૂ કર્યું. આ સ્થળે કોચ્ચઅળી નામનો જલ સમુહ હોવાથી અને સમુદ્ર આગળના આ કોચ્ચઅળીનુ મુખ બહુ પહોળુ હોયને વહાણોને અંદર જવાની સગવડતા હોવાથી આ સ્થળ ધીમે ધીમે એક અગત્યનું બંદર થઇ પડયુ આજે હિંદના આઠ મુખ્ય ગણાતા બંદરોમાનુ કોચીન એક મુખ્ય બંદર છે એટલુ જ નહી પણ નિકાસ વેપાર માટે આજે તે હિંદનુ પહેલા દરજ્જાનુ બંદર છે

કોચીન રાજ્યની ઉત્તરે બ્રિટિશ મલબાર, પૂર્વમા મલબાર, મદ્રાસ ઇલાકાનો કોઇમ્બતુર જીલ્લો અને ત્રાવણકોર રાજ્યની હદ, દક્ષિણમા ત્રાવણકોરનુ રાજ્ય અને પશ્ચિમે અરબી સમુદ્ર છે

કોચીન રાજ્યની વચ્ચે કહી કહી ત્રાવણકોર રાજ્યની સરહદ અને અંગ્રેજ સરકારના મલબાર જીલ્લાના સ્થળ પણ આવેલા છે એટલે એની લંબાઇ પહોળાઇનુ માપ બરાબર આપી શકાય તેમ નથી તો પણ એકંદરે ૧૪૧૭,૩/૪ ચોરસ માઇલ એનુ ક્ષેત્રફળ છે જેમા ૫૯૬ ચોરસ માઇલમા કેવળ જંગલો છે

આ નાના રાજ્યના કુદરતી ત્રણ વિભાગ પડે છે પહાડી પ્રદેશ, સપાટ પ્રદેશ અને દરિયાઇ કિનારાનો પ્રદેશ

ઉત્તર વિભાગમા પહાડો આવેલા છે રાજ્યની સરહદ સાઉથ ઇંડિયન રેલ્વેના શોરનુર સ્ટેશનથી શરૂ થાય છે પશ્ચિમ ઘાટના ડુંગરાઓની હારમાળા આ રાજ્યમા ચાલી આવે છે આ હારમાળા ૫૦૦૦ ફીટની

ઉંચાઇની છે તેના ઉપર અને તળેટીમા ઘાટા જગલો છે. જગલોમા સાગ અને બીજા ઇમારતી લાકડાના વૃક્ષો ની ઘટાઓ આવેલી છે ઉચા પહાડો ક્યાંક ક્યાંક નીચા થતા જઇને જગલોમા આ મેરથી પેલી ગમ જવાના માર્ગ કરી આપે છે પાણીના નાના નાના ઝરણો ઝરતા હોય છે

સપાટ પ્રદેશમા ઝરણોના પાણીને વાળી લઇ ધાનની ખેતી કરવામા આવે છે અને એક એવો વિભાગ પ્રદેશ આ રાજ્યના ત્રિચુર તાલુકામા આવેલો છે જે પ્રદેશ કોલ લેન્ડના નામથી જાણીતો થયેલો છે ત્યાં ધાનની એટલી પેદાશ થાય છે કે તેથી મારા રાજ્યની પ્રજાનુ વરસભર પોષણ થઇ શકે

મલબાર પ્રદેશમા પ્રવેશ કરવાને પશ્ચિમઘાટના ડુગરાઓની વચ્ચે એક નાકુ છે જેનુ નામ પાલઘાટ ગેપ છે તે બ્રિટિશ તાબાનુ છે તેની નજીકમા આ રાજ્યનો ફળદ્રુપ ચિટુર તાલુકો આવેલો છે નિલગિરિ અને અનમલા પહાડોની સામે ડોકીયા કરતા વડમના અને તેનમલાના ડુગરાઓની છાયા આ તાલુકા પર પડે છે

દરિઆઇ કિનારા પ્રદેશમા સમુદ્ર અને ખાડીની વચ્ચે એક સાકડો વિભાગ છે જે વિભાગ નાળિએરીઓના ઝુડથી ભરેલો છે

## પર્વતો

નેલ્લિયામ્પતિ અને પોતુંડી ચિતુર તાલુકામા, મચાદ્ર તલપિલ્લિ તાલુકામા પર્ટાનિ ત્રિચુરમા, પાનપિલ્લિ, કોડશેરી અને અદરપિલ્લિ મુકુંદપુરમ્ તાલુકામા અને મલયાટુર કણયન્નૂર આધીન તાલુકામા આવેલા છે.

આ પર્વતો એકસો ફીટની ઉંચાઇએથી વધતા વધતા ૫૦૦૦ ફીટની ઉંચાઇ સુધી ઉચા થતા જાય છે

આ પર્વતો ઉપરાત કેટલાક નાના નાના ડુગરો પણ આવેલા છે પણ તેઓ સપાટ પ્રદેશના વિસ્તારમા બાધા નાખે છે. નેલ્લિયામ્પતિ પર્વતનું સૌથી ઉચુ શિખર નેલિકોટા છે અને તે ૫૨૦૦ ફીટ ઉચાઇએ છે. કરીમાલા ગોપુરમ્ નામના શીખરની ઉચાઇ પણ એટલી જ છે.

મલયાટુર પર્વતના કુરિશુમુડી શિખર પર એક જુનુ રોમો સિરિયન ખ્રિસ્તિ દેવળ છે.

નેલ્લિયામ્પતિ પર્વતના પૂર્વ બાજુ એક મોટો જળ ધોધ પડે છે અને તેમાથી વિદ્યુત બળ મેળવી શકાય એમ છે રાજ્ય તરફથી એવી એક યોજના થવાના વિચાર કેટલીક વાર થયા છે.

## નદીઓ

આ રાજ્યમા ચાર મુખ્ય નદીઓ છે જો કે તેના મૂળ અને પટનો મોટો ભાગ અગ્રેજ કે ત્રાવણકોર સરકારની સરહદમા આવેલા છે તો પણ તે નદીઓનો થોડોક ભાગ આ રાજ્યની સરહદમા પણ આવે છે તેથી અહીંઆ તેને નોધવામા આવે છે

**અલવઇ અથવા પેરીઆર**—આ લાંબી નદી જો કે ત્રાવણકોર રાજ્યની નદી છે ૧૪૨ માઇલની લબાઇમા ૬૦ માઇલ સુધી તો એમા વહાણો ચાલી શકે છે તે મલયાટુર અને આલવઇની વચ્ચે ત્રાવણકોર અને કોચીનની હદ બાધે છે અને ૧૬ માઇલ સુધી આ રાજ્યમા વહે છે આ નદીના પાણીમા ઔષધિક ગુણો સમાયેલા છે એમ મનાય છે ગરમીના રોગો અને હાથ પગના સોજાના રોગો આ નદીના પાણીના સેવનથી સારા થાય છે. માર્ચ એપ્રિલ અને મે મહિનાઓમા ઘણા શ્રીમત લોકો અહીંઆ ગ્રીષ્મ ઋતુ ગાળવા આવે છે. નદીના કિનારા પર જાયફળના ઝાડો પણ છે આગળ જતા તેના બે ફાટા થઇ જાય છે. એક ફાટો ક્રેંગનોરના બારામા ખાડીને જઇ મળે છે અને એક ફાટો વેળપોલી પાસે ખાડીને મળે છે. એની એક શાખા ત્રિપુનિતુરાની ઉત્તરે પણ વહે છે.

**ચાલકકુડી—** નદી કોડશેરીના પહાડોમાંથી નીકળી ડુંગરાઓ અને ટેકરાઓને ઓળંગતી ૫૦ માઇલ સુધી ભિસારા મહા મુશ્કેલીએ માર્ગ કરતી કાન્જીરપળ્ળી પાસે વિશાળ રૂપ ધારણ કરે છે અને પછી તો ૨૦ માઇલ સુધી સુંદરતા ભરેલી રીતે બન્ને કિનારા પર એનીનાં લીલાંછમ ખેતરો ધરાવતી બીજી નાની નદીઓને પોતાનામાં મેળવતી અલવઇ નદીના જમણા હાથરૂપ બનતી ક્રેંગનુર પાસે ખાડીને મળી જાય છે. નેલ્લિયા-મ્પતિમાંથી નીકળેલી પરમભિકોળમ કુરીયાર અને શોલયાર નદીને સાથે લઇ ચાલકકુડીમાં મળે છે. ઓરૂકોમ્બનકુટિ પાસે એક જલધોધ સેંકડો ફીટની ઉંચાઇએથી પડે છે તેને અડરપળ્ળીનો ધોધ કહે છે. વર્ષાઋતુ ખલાસ થતાં આ ધોધ ઘણો રમણ્ય લાગે છે. ચાલકકુડી નદીનું પાણી અલવઇના જેવું નિર્મળ અને હળવું નહીં હોવાથી લોકમાં તે નદીની પ્રતિષ્ઠા વધી નથી.

પરમભિકોળમ, કુરીયાર અને શોલયાર નદીનાં દશ્ય ઘણાં સુંદર લાગે છે. નાના જલપાતને તે ઝીલે છે અને પુષ્પનાં વૃક્ષોથી કિનારાને સોહાવે છે.

**કરૂવન્નુર—** નદી ને પારકડાવુ પાસે મણલી અને કુરૂમલી નામની બે ઉપનદીઓ મળે છે. કરૂવન્નુરની લંબાઇ ૪૦ માઇલની છે અને ૧૫ માઇલ સુધી તેમાં વર્ષા મોસમ દરમ્યાન નાના મછવા ચાલી શકે છે. ઇમારતી લાકડાં લઇ આવવાને માટે તે ઘણી ઉપયોગમાં આવે છે. નદી થોડી માનકોડી સરોવરમાં અને થોડી ચેટુવાઇ ખાડીમાં મળે છે.

**પોન્નાની અથવા ભારત—**આખા મલબાર પ્રદેશમાં આ નદી મોટામાં મોટી છે. આ રાજ્ય અને બ્રિટિશ મલબારની સરહદને બાંધતાં ૨૫ માઇલ સુધી આ રાજ્યમાં વહે છે. એમાં આ રાજ્યનાં તેન્મલા નામના ડુંગરામાંથી નીકળેલાં પુષ્કળ ઝરણાં મળે છે. આ રાજ્યનાં પોટ્ટન્ડી અને મચ્ચાડુના જંગલોમાંથી ઇમારતી લાકડું લઇ આવવાનાં કામ માટે આ નદી ઘણી ઉપયોગની છે. શોરનુર પાસે આ નદી પર બાંધેલા પુલ ઉપરથી આ રાજ્યની રેલ્વે લાઇન પસાર થાય છે.

**ચિટ્ટુર—** નદી આનમલા નદીની એક શાખા છે. ખડો અને રેતીના વિશાળ પટ સાથે આ રાજ્યની સરહદમાંથી ૧૫ માઇલની લંબાઇ સુધી પસાર થાય છે.

ચિટુર તાલુકામાંથી કોરયાર, વરટાર, વેલન્તલન, વગેરે બીજાં નાનાં ઝરણ પસાર થાય છે તે પાલ્ઘાટની ઉત્તરે પોલાચીની સરહદમાં ૨૦૦ ફીટની ઉંચાઇએથી પડે છે. આ ઢાળાણનો કુદરતી લાભ લઇ સરકાર તરફથી એ વહેળાની આસપાસ બંધ બાંધવામાં આવ્યા છે અને એવી રીતે એકત્ર જલસમુદાયમાંથી આસપાસનાં ખેતરોમાં નહેર વાટે જલ પૂરૂં પાડવામાં આવે છે. આ નાનાં ઝરણાં પોન્નાની નદીને મળે છે.

## ખાડીઓ.

આ પ્રદેશની એક ખાસ વિચિત્રતા એ છે કે પ્રદેશમાં હારો હાર ખાડીઓનાં પાણી આવેલાં છે. ઉત્તરમાં ઠેઠ પોન્નાની સુધી અને દક્ષિણમાં ઠેઠ ત્રિવેન્દ્રમ સુધી નાની નાની નહેરો સાથે જોડાએલી ખાડીનો એક સીધો જલ માર્ગ બની રહ્યો છે. આ ખાડીમાં પાણીના પટની પહોળાઇ પણ એક સરખી નથી. ચાલીસ વારથી લઇને ચાર માઇલ સુધીની પહોળાઇ આ વિસ્તારની થઇ જાય છે. ખાડીનાં પાણીના કેટલાક ફાંટાઓ પણ જગો જગોએ પડેલા હોય છે. ક્રાંગનોરથી કોચીનની દક્ષિણ સુધીમાં ખાડીનાં જલની ઉંડાઇ ઘણી છે અને ઉત્તરમાં છીછરા પણું આવી જાય છે પણ એટલું છે કે વરસના સર્વ વખતમાં નાની નાની હોડીઓ ખુશીથી આવજાવ કરી શકે છે. સમુદ્ર સાથે ત્રણ જગોએ આ ખાડીઓ સંબંધ રાખે છે. કોચીન, ક્રાંગનોર અને ચેટુવા. સમુદ્ર સાથેના સંબંધથી ૨૪ કલાકમાં બે વાર બારાની ભરતી ઓટની અસર પણ થાય છે. જ્યારે ભરતી થાય છે ત્યારે પાણી ૨ ફીટની

ઊંચાઇ સુધી ચડે છે અને કલાકમાં અઢી માઇલના હિસાબે ગતી કરે છે. પાણી લગભગ ખારૂં હોય છે પણ ચોમાસાની ઋતુમાં દરિઆ કિનારાની નજીકના ભાગ સિવાઇ બીજે ઠેકાણે પાણીનો ખારાશ નરમ પડે છે. કિનારા કાદવ અને કાળી રેતીના મિશ્રણવાળા છે અને બેઉ બાજુ નાળિએરીનાં ઝાડ તથા ડાંગરના ક્યારડા આવેલા હોય છે.

**મણ્ણપુરમ**... ક્રાંગનોર અને ચેટ્ટુવાનાં બારાંની વચ્ચેના કિનારાના ભાગને મણ્ણપુરમ કહે છે. આ પ્રદેશ ખ્રિસ્તિઓનાં આગમન પહેલાંનો અસ્તિત્વમાં આવેલો છે. ગ્રીક અને રોમન જ્યારે આ કિનારા સાથે વેપાર કરતા ત્યારે આ ભાગ વેપારનું મથક હતું.

**કરપ્પુરમ**— કોચીન અને અલેપી વચ્ચેના કિનારાના ભાગને કરાપુરમ કહે છે. ઇશુ ખ્રિસ્તની પહેલી સદીમાં આ ભાગ અસ્તિત્વમાં આવ્યો છે.

## સરોવરો.

રાજ્યમાં કેટલાંક મીઠાં પાણીનાં સરોવરો છે. એનામાકલ અને મણ્ણકોડી ત્રિચુર તાલુકામાં, મુરીયાડ મુકુન્દપુરમ તાલુકામાં, અને કટુકમ્પાલ તલપ્પલ્લી તાલુકામાં છે.

એનામાકલ અને મનકોડી એક બીજા સાથે જોડાયેલાં છે અને તેનો ઘેરાવો ૨૫ ચોરસ માઇલનો થાય છે જેમાં અઢી ચોરસ માઇલ જેટલો વિસ્તાર બ્રિટીશ મલબારની હદમાં છે. આ બે તળાવમાં કરૂવન્નુર અને વિયુર અને વડકાન્ચેરી નદીઓ પડે છે.

ઉત્તરમાં એનામાકલને ખાડીથી બચાવવા માટે એક બંધ બાંધ્યો છે અને દક્ષિણમાં ચિરકલ પાસે બંધ બાંધેલો છે. જેથી ખાડીનાં ખારાં પાણી આ તળાવમાં આવી શકે નહિ. ઉનાળાની મોસમ શરૂ થતાં જ આ તળાવનાં પાણી પમ્પ અને પર્શીઅન ચકરોથી ઉલેચી નાખવામાં આવે છે અને આખા પટમાં ડાંગર વાવવામાં આવે છે.

મુરીયાડ તળાવ વિસ્તારમાં નાનું છે પરંતુ તે તળાવનો ઉપયોગ પણ ઉપર પ્રમાણે જ કરવામાં આવે છે. કટુકમ્પાલ તળાવનો ઘણો થોડો ભાગ આ રાજ્યની સરહદમાં છે.

## ટાપુઓ.

કોચીન કણયન્નુર તાલુકામાં આવેલાં ખાડીના વિસ્તારમાં ઘણાં નાનાં નાનાં બેટડાં આવેલાં છે જેમાંના કેટલાક નીચે પ્રમાણે છે.

મુળવુકાડ, કડમાકુડી, ચેરાનલ્લુર અને કુમ્બળાંગી દરેક ૪ ચોરસ માઇલનાં ક્ષેત્રફળનાં છે એડાકોચી, કુમ્બલમ્, ચેપનમ્, વેન્ડુરૂથી અને ચેન્નામંગલમ્ દરેક આશરે એક ચોરસ માઇલના વિસ્તાર વાળા છે. વલ્લારપાડમ, ચેરીયકડકુડી, કોથાટ, મૂલમપિલ્લી, ચેન્નુર, કન્ડનાડ અને કરીપાડ એ દરેક એક ચોરસ માઇલથી ઓછાં ક્ષેત્રફળ વાળા છે. પુલ્લુટી ત્રણ ચોરસ માઇલના વિસ્તાર વાળું છે. પનીકન્તુરત ક્રેન્ગનુર તાલુકામાં ૫૬ એકરના વિસ્તાર વાળું બેટડું છે. અરીમ્બુર ૯ ચોરસ માઇલ અને પુલ્લુ દોઢ ચોરસ માઇલનાં એનામાકલ સરોવરમાં સુંદર બેટ છે.

## દરિઆ કિનારો.

આ રાજ્યમાં દરિઆ કિનારો લગભગ ૩૪ માઇલની લંબાઇ સુધી છે. તેમાં માત્ર ક્રેન્ગનુર પાસે એક માઇલ લગભગ ત્રાવણકોરની સરહદ છે અને કોચીન પાસે લગભગ અરધા માઇલની સરહદ બ્રિટિશ સરકારની છે. આ રાજ્યમાં કોચીન, પળ્ળીપુરમ્, નારકલ અને ક્રેન્ગનુર એ બંદરો છે. કોચીન બંદર જો કે તદન બ્રિટિશ સરહદમાંજ આવેલું છે તો પણ કોચીન બંદરનો સર્વ વેપાર આ રાજ્યની અંદરજ ચાલતો હોવાથી અને બ્રિટિશ સરહદને કોચીનના વેપાર સાથે જેટલું લાગતું વળગતું છે તેથી

એક ગણું લાગતું નગતુ આ રાજ્યની હદને હોવાથી અમે કોચીન બંદર પણ આ રાજ્યના બંદરોના નામ સાથે ઉમેર્યું છે કોચીનના બાગ પાસે બાઇપી નામનો એક ટાપુ વચ્ચે આવી પડ્યો છે તે લગભગ અરધો માઇલ નામો અને ૬૮૦ વાર પહોળાઇનો છે ત્યા આગળ પાણી લગભગ ૩૦થી ૪૦ ફીટ ઉંડા રહે છે ત્યા આગળ થઇ દરિઆમાના જંગી વહાણો પરથી ઉતરતો માલ હોડીઓ મારફત દેશી કોચીનમા આવે છે અને દેશી કોચીનથી નિકાસ થવાનો માલ વહાણો પર લઇ જવામા આવે છે ખાડી વિશાળ અને શાંત હોવાથી માલ લાવવા લઇ જવાની સુગમતા રહે છે પણ વર્ષાઋતુમા કેટલીક વાર સહીસલામતી ગુમ થાય છે

કૅન્ગનુર બે હજાર વરસ પહેલા એક ઘણુ જાણીતુ બંદર હતુ પણ હાલમા ત્યા આગળ કોઇ મોટા વહાણો માલની ચડઊતર કરતા નથી માલ મુખ્યથી અને આગબોટનાક બારકસો અહીંઆ માલ ઉતારે છે પણ તે ખાસ કરીને ત્રાવણકોર માટે આવતું મીઠું જ એ બારકસોમા મોટે ભાગે હોય છે તે પણ બારકસોમાથી નાના નાના હોડકાઓમા માલ ઉતારી પનીપુરમ લઇ જવામા આવે છે પનીપુરમને માલુપાર પણ કહેવામા આવે છે

## ખેતીવાડી

ખેતીવાડી વિષેઃ આ રાજ્યની જમીનના સાધારણ બે વિભાગ પડેલા છે નિચાણ અને પડતર નિચાણ વિભાગ ત્યા માત્ર ડાંગર જ પેદા થાય છે ને અને પડતર વિભાગ બાકીના બીજા ધાન્ય અને ફળ ફૂલની પેદાશ જ્યા થાય છે તે નીચાણ જમીનના પણ ત્રણ પ્રકાર છે એરીપુ–એક પાક આપે તે ઇરુપુ–બે પાક આપે તે અને મૂપ્પુ–ત્રણ પાક આપે તે પણ આ છેલ્લા પ્રકારની જમીન બહુજ થોડા ભાગ પર છે જ્યારે બે પાક ઉત્પન્ન થાય એવી જમીન મોટા વિસ્તારમા છે

પડતર જમીનનો આશરે ચોથો હિસ્સો ફક્ત નાળિએરી અને સોપારીની ખેતીમાંજ રોકાયેલો છે નાળિએરી અને સોપારીના ઝાડો પર સરકારી કર લેવાય છે પડતર જમીનના બીજા વિસ્તારમા અનેક જાતનાં ફળ ફૂલ અને શાક ભાજી નીપજાવવામા આવે છે

આ રાજ્યની પાકની પેદાશમા મુખ્ય નીપજ ડાંગરની છે અને લોકનો મુખ્ય ખોરાક પણ તેજ છે ધાન્યની ખેતી રાજ્યના જુદા જુદા ભાગમા જુદી જુદી પદ્ધતિથી થાય છે ચિતુર તાલુકામા વરસાદ આ રીતે જોઇએ તેટલો પડતો નથી ત્યા નહેર વાટે પાણી પુરૂ પડે છે ને ધાનની ખેતી થાય છે ચીતુર તાલુકામા જે પાક નીપજે છે તિરુરની આસપાસ કોલ જમીન તલાપ્પીલી અને મુકુન્દપુરમ તાલુકા કોચીન કુન્નૂર તાલુકા ત્રિચુર કાંચીની અને ચાન જમીન અને ક્રેન્ગનુરમા એકજ પાક નીપજે છે

કોલ પ્રદેશ રાજ્યનો એક સુંદરમા સુંદર પ્રદેશ છે ખરૂ જોતા તે મીઠા પાણીના સરોવરમા ફેરવેલો છે ૧૬૦૦૦ એકર ઉપર એ વિભાગનો વિસ્તાર છે જેમા માત્ર ૧૫૦૦ પચરસો એકર અત્રેજ સાગરના તાબામા છે વધા ઋતુ પુરી થતા એ વિભાગના જલ ઉલેચી ને ત્યા ધાનની ખેતી કરવામા આવે છે

આ સિવાય સામો જે ગરીબ લોકને કેટલાક મહિના સુધીનો ખોરાક પુરો પાડે છે તે શ્રીમંતો મન ઉપવાસમા જેનો ઉપયોગ કરે છે તે તથા ચોળા મગ અને કુળથુ પણ આ જમીનમા નીપજાવવામા આવે છે ડોળમા માત્ર ચણા થાય છે અને તેની બીજામા તલ અને બોરશીંગની ખેતી થાય છે

પડતર જમીનના વિસ્તારની ખેતીમા મુખ્ય નાળિએરી છે બહુ જુના ૧૮૧૨ના વરસના સરકારી રિપોર્ટમા જોતા ૫૦ હજાર એકર જમીનમા નાળિએરીઓ છે અને સેટલમેન્ટ ડિપાર્ટમેન્ટ તરફથી એજ વરસમા ઝાડો



The Method of tnpping Rubber



In the Rubber and Pepper estate elephar ts also help the coolies

આ કુદરતી વિભાગો જ્યાં હમણા રાજ્ય વ્યવસ્થાની ગવડતા પ્રમાણે તેમાં ફેરફાર કરવામાં આવ્યા છે પણ તે નહીં જેવા છે.

જંગલોમાં મુખ્ય અગત્યનાં સાગનાં જંગલ છે ત્યાર પછી અબનુસ અને શીસમનો ક્રમ આવે છે. આ ત્રણે ઉપર સરકારનોજ ખાસ અધિકાર છે. પછી આ ઝાડ ગમે તે ખાનગી માલીકીમાં ઉગે તો પણ તે પર સરકારનો જ અધિકાર છે. સાગ ઉપરનું સરકારી સાર્વભોમપણું ઘણું જુના વખતથી ચાલતું આવ્યું છે પણ શીસમ અને અબનુસ પરનું પોતાનું સાર્વભોમપણું આ સરકારે ૧૮૩૭ થી સ્થાપ્યું છે.

આ ત્રણ જાતનાં ઇમારતી લાકડાંનાં વૃક્ષો પછી જંગલમાંનાં ઇમારતી લાકડાંનાં વૃક્ષોમાં વેન્ડન્કોરના ગણાવી શકાય. તે વૃક્ષનું લાકડું એટલું સુંદર હોય છે કે તેના પર ઉંચી જાતનું પોલીશ થઇ શકે છે. આ જાતનાં વૃક્ષોથી એક વાર આ રાજ્યનાં જંગલો ભરેલાં હતાં પણ ધનલોભી લોકના કુહાડાથી તે લગભગ નાબુદ થયાં છે અને હવે તો એ ઝાડો બહુજ જુજ મળે છે. આંબલી અને ફણસનાં ઝાડો જંગલો અને પહાડોના ઢોળાવો પર આ પ્રદેશમાં ઘણાં થાય છે અને તે પણ ઇમારત અને ફરનીચરના કામમાં સારાં ઉપયોગી નીવડે છે.

આ ઉપરાંત જંગલોમાં નીચેનાં નામનાં કીમતી ઝાડો પણ છે.

ઇરૂન. મરુતુ કરીમરુતુ અથવા તેનમાવુ, મેઝલેવુ, ચેરૂ પુન્ના જેમાંથી પુસ્પર નામનો વપાર થાય એવો પદાર્થ નીપજે છે. પુન્ના વેન્ગા, પોન્ગુ, કલપોન્ગુ, રાતો દેવદાર, પીળો દેવદાર, વેનતેક, કુન્નીવકા, એલવુ, તન્ની જેમાથી હરડાં જેવાં નીપજે છે તે, ચિનિ, પુવમ, અથવા શીલોન ઓક મન્ઝકડમ્પુ, ચડચી વિગેરે.

કોચીનનાં જંગલોમાં કેટલીક એવી પણ વનસ્પતિ ભરેલી છે કે જેમાંથી ઉદ્યોગો ઉભા કરી શકાય પણ હજુ એ સંબંધી પ્રયોગ કરવામાં આવ્યા નથી.

કેટલીક વનસ્પતિ એવી છે કે જેમાંથી કાગળ બનાવવાનો માવો ઉપજાવી શકાય. હાલમાં યુરોપીઅન અનુભવીઓ આ બાબત તપાસ કરે છે. કેટલીક વનસ્પતિમાથી તેલ, ગુંદર, રાળ અને રંગ પણ નીપજાવી શકાય એમ છે.

કાગળનો માવો બનાવી શકાય એવાં નરમ લાકડાં વાળાં ઝાડોમાં નીચેનાં ઝાડોની ગણત્રી કરી શકાય છે. એલવુ ચિનિ, ચડચી, આંબો, પાના, અરચિને, મુરુક્કુ નાગલ, તેલી, અંબાળમ, પરકકમ, વિરાસમ, વાંસ, બરૂ, અને કેળ.

પુવમ, મરોટી, ઉન્ગુ, વેપ્પુ, અને બીજાં કેટલાંક ઝાડોનાં લાકડાંમાથી તેલ મેળવી શકાય છે.

પુવમ, પ્લાસુ, પિપળ, વકા, ચેરૂ અને બીજાં કેટલાક ઝાડોમાંથી લાખ મેળવી શકાય છે.

વેન્ગા ઝાડોમાંથી હીરાદખણ અને પ્લાસુમાંથી પણ બંગાળી હીરાદખણ નીકળે છે. પઇની અને તેની માંથી ડામર અને મટી નામનાં ઝાડમાથી રાળ જેવો સુગંધી પ્રવાહી પદાર્થ નીકળે છે જે ધુપની માફક બળે છે અને ઓસડના કામમાં પણ વપરાય છે.

ચામડાં કમાવવાં અને રંગ નીપજાવવાના કામમાં ગેનનટ, સાપાન, આસોત્રા, હળદર, કુરા અને લેવરનમ વગેરેનો ઉપયોગ થઇ શકે એમ છે.

આ રાજ્યનાં ચાલાકુડીનાં જંગલોમાંથી ઇમારતી લાકડું મેળવવાને એક મોટા ખરચે ઉંચી ટ્રામવે નાખવામાં આવી છે. જંગલોમાં ખાડા ગાળી હાથી પકડવામાં પણ આવે છે.

રાજ્યની જમીનનાં ૨૩૩૪ એકરમાં કાફીની ખેતી

**ખરચ**

| | |
|---|---|
| જમીન મહેસુલ | ૨૨૬૧૫ |
| રાજમહેલ | ૫૦૦૦૦૦ |
| ખંડણી | ૨૦૦૦૮૯ |
| જગાત આબકારી વગેરે | ૩૦૦૬૪૭ |
| જંગલ ખાતું | ૨૦૩૧૬૩ |
| દ્રામવે | ૧૭૭૬૪૭ |
| સામાન્ય કારોબાર | ૯૪૩૦૩ |
| ન્યાય ખાતું | ૨૪૨૯૩૪ |
| પોલીસ | ૧૯૧૦૩૨ |
| કેળવણી | ૧૧૧૭૦૧૫ |
| ધાર્મિક અને સખાવત | ૭૦૭૯૨ |
| વૈદકીય અને સુખાકારી | ૨૭૧૪૮૫ |
| પેન્શન અને વર્ષાસન | ૧૩૫૨૮૧ |
| જાહેર બાંધકામ ખાતું | ૧૦૨૦૬૪૭ |
| રેલ્વે | ૭૬૯૨૨૪ |
| સૈનિક ખાતું | ૯૪૫૦૯ |
| ખેતીવાડી અને લોક પંચાયત | ૨૨૫૪૩૭ |
| શોધ ખોળ અને પ્રયોગ ખાતું | ૯૯૦૭૪ |
| પરચુરણ બીજાં ખાતાઓ | ૪૫૭૦૫૫ |
| કુલ ખરચ | ૬૫૮૨૬૮૯ |

એ પ્રમાણે રાજ્યની આમદાની અને ખરચના આંકડા જાણ્યા પછી બે ચાર સરકારી ખાતાની થોડી જાણવા જોગ બાબતો જાણી જઇએ.

ઉપર્યુક્ત સરકારી રિપોર્ટ વાળા વર્ષ દરમ્યાન રાજ્યમાં વસનાટ અને ખેતી થએલી જમીનનો વિસ્તાર ૫૦૫૨૬૩ એકરનો હતો. રાજ્યમાં જોતું મીઠું મું-બાઇથી ઇજારાની પદ્ધતિએ આયાત કરવામાં આવે છે. અને એ રીતે તે વરસમાં ૭૭૬૦૦૬ મણ નીમક ઇજાર દારે પુરૂં પાડયું હતું. ત્રિચુરમાં શરાબ બનાવવાની રિફાઇનરી છે અને શરાબ તાડી વિગેરેની જગાતની સરકારને મોટી આમદાની છે. નાળીએરીના ઝાડ પર વાર્ષિક રૂા° ૩ અને સેગોના ઝાડ પર વાર્ષિક ૬, દક્ષિણ તાલુકાઓમાં ટ્રી ટેક્સ તરીકે લેવામાં આવે છે. સદરહુ વરસમાં ૬૨૨૯૯ નાળીએરી, ૮૧૧૭ તાડ અને ૪૭૮૦ સેગો ઝાડને તાડી મેળવવા માટે છેદવાનાં નવાં લાઇસન્સ આપવામાં આવ્યાં છે.

આ રાજ્યને ટપાલ ઓફિસ ખાતું પોતાનું પણ છે. રાજ્યના દેશી ટપાલ ખાતાંની ૫૩ ઓફિસો છે અને ૧૬૪ લેટર બોકસ છે.

કોચીનનું બંદર બ્રિટિશ સરહદમાં છે અને કસ્ટમ ઓફિસનું ખાતું મદ્રાસની સરકારના હસ્તક છે પણ કોચીન રાજ્યને તે ઉઘરાવવામાં આવતી આયાત નિકાસની જગાતમાં ભાગ છે એ રૂએ આ રાજ્યને ૧૯૨૪-૨૫ના વર્ષ દરમ્યાન જગાતના ૭૨૯૯૪૨ રૂપિઆ મળ્યા હતા. રાજ્યમાં સર્વે મળીને ૪૮૭ શિક્ષણ ની સંસ્થાઓ છે. અને તેમાં તે વર્ષ દરમ્યાન ૧૦૪૮૯૫ બાળકો શિક્ષણ લેતાં હતાં.

રાજ્ય વ્યવસ્થામાં લોકમત જાળવવા અને રાજ્ય તંત્રમાં સુધારા વધારા સુચવવા તથા રાજ્ય કારોબારની અસ્પષ્ટ બાબતો જાહેરમાં વર્તમાન મહારાજાએ પ્રજા સમક્ષને જાણવાનો લાભ આપવાના હેતુથી પ્રજાકીય ધારાસભાની પણ સ્થાપના કરી છે. ગ્રામ્ય પંચાયત અને શહેર સુધરાઇ ખાતાંઓમાં પણ પ્રજાને વિશેષ હકો આપવામાં આવ્યા છે.

કોચીન હારબર વર્કસમાં ત્રાવણકોર અને મદ્રાસ સરકારની સાથે આ રાજ્યનો પણ અરધો ફાળો છે અને રાજ્યની એરનાકોલમ શોરનુર રેલ્વે લાઇન બ્રોડગેજમાં ફેરવી નાખવાનો વિચાર ચાલે છે.

## તાલુકા અને ગામડાંઓ

રાજ્યના ૬ તાલુકા કરવામાં આવ્યા છે. (૧) કોચીન કણયન્નુર (૨) મુકુન્દપુરમ્ (૩) ત્રિચુર (૪) તાલાપિલ્લિ (૫) ચિટુર (૬) ક્રેન્ગનુર.

કોચીન રાજ્યનો વેપાર મોટે ભાગે ગુજરાતી હિંદુ મેમણ ભાઇઓના હાથમાં છે. તેઓ કોચીન અને આસપાસના ગામડાઓના માણસો ને વેપારીઓને ધીરધાર ઘણી કરે છે તેથી તેઓ ભાઇઓને આસપાસના ગામડાનો ઠીક ખ્યાલ રહેવો જોઇએ એટલામાટે આખા કોચીન રાજ્યના ૭ એ તાલુકાના ગામડાના નામ શુદ્ધ મલયાળમ ભાષાના ઉચ્ચારણ સાથે આ નીચે આપવામાં આવે છે

---

## કોચીન રાજ્યનાં ગામડાંનુ તાલુકવાર લીસ્ટ

### ૧ કોચીન કણયન્નુર તાલુકો–

| | |
|---|---|
| ૧ આરુરનુર | ૨૦ કુળાંપલ્લી |
| ૨ ચેલ્લાનમ | ૨૧ મલયાટુર |
| ૩ ચેનમગનમ | ૨૨ મરડ |
| ૪ ચેરાનલુર | ૨૩ મટાનચેરી |
| ૫ ચોવરા | ૨૪ મુલમતુરુતુ |
| ૬ ઇડકાકુનમલ | ૨૫ મુળવુકાડુ |
| ૭ એડવનકાડ | ૨૬ નડમેળ |
| ૮ એળન્નુરુપુળા | ૨૭ નારક્કન |
| ૯ એળન્નુળમ | ૨૮ નાયરમ્બલમ્ |
| ૧૦ એરનાકુલમ | ૨૯ પલ્લીપ્પુરમ્ |
| ૧૧ કડમક્કુડી | ૩૦ પલ્લીવિરુત્તી |
| ૧૨ કલ્પટ્ટર | ૩૧ પૃણીતુરા |
| ૧૩ ણયન્નુર | ૩૨ રામેશ્વરમ |
| ૧૪ કોચેરી | ૩૩ તેકુમ્ભાગમ (ત્રિપુનીતુરા) |
| ૧૫ કીળકુમ્ભાગમ | ૩૪ તેકુમ્ભાગમ (વેલારપલ્લી) |
| ૧૬ કુનએરીકરા | ૩૫ તીરુમાન્કુળમ્ |
| ૧૭ કુમ્બળન્ની | ૩૬ વડક્કુમ્ભાગમ્ |
| ૧૮ કુમ્બળમ્ | ૩૭ વડતુકોડ |
| ૧૯ કુરીકાડ | |

### ૨. મુકુન્દપુરમ્ તાલુકો

| | |
|---|---|
| ૧ આનતુર | ૩૧ મુપ્પીલીઅમ |
| ૨ આલુર | ૩૨ મુરીન્નુર [તિરુમુરી] |
| ૩ આમ્બલુર | ૩૩ મુરીન્નુર [વડમુરી] |
| ૪ આનન્દપુરમ | ૩૪ મુરીકાડ |
| ૫ અન્નતુર | ૩૫ નન્દીપુલમ |
| ૬ ચેન્નતુર | ૩૬ નેમિણિકરા |
| ૭ એરન્નીપ્પાલ | ૩૭ નેલાયી |
| ૮ ગોડવિનન્નુ | ૩૮ પડીયુર |
| ૯ એળન્નુળમ | ૩૯ પડીન્જારે ચાલાક્કી |
| ૧૦ ઇરીન્જાલકુડા | ૪૦ પત્તાપુરમ |
| ૧૧ કડુપ્પશેરી | ૪૧ પરપ્પુકરા |
| ૧૨ માકુલીશેરી | ૪૨ પરીયારમ |
| ૧૩ કનેકુમ્મરા | ૪૩ પેરામ્પાલ |
| ૧૪ કલ્લુર | ૪૪ પોરત્તુશેરી |
| ૧૫ કલ્લુર (તેકકુમુરી) | ૪૫ પોત |
| ૧૬ કલ્લુર (વડક્કુમ્મુરી) | ૪૬ પુતુર |
| ૧૭ કારળમ | ૪૭ પૂમગનમ |
| ૧૮ કરુમાત્તરા | ૪૮ તાયક્કાડ |
| ૧૯ કાટુર | ૪૯ તેકુમકરા |
| ૨૦ કીળકે ચાલક્કુડી | ૫૦ તીરુમુકુળમ્ |
| ૨૧ કીડક્કુમ્મુરી | ૫૧ તોરવા |
| ૨૨ કોડકરા | ૫૨ તોળીયારાનમ |
| ૨૩ કોડાશેરી | ૫૩ ત્રીકુર |
| ૨૪ કોરત્તુર | ૫૪ વડક્કુમ્ભાગમ્ |
| ૨૫ કુરુવિલાશેરી | ૫૫ વડમા |
| ૨૬ મડતુમ્પડી | ૫૬ વલ્લીવટ્ટમ |
| ૨૭ મડતુર | ૫૭ વેલ્લાન્ગલ્લુર |
| ૨૮ મણ્ણાનશેરી | ૫૮ વેલ્લમુરી |
| ૨૯ માડાયીકોણમ | ૫૯ વેલુકરા |
| ૩૦ મેલુર | |

### ૩ તલપ્પીલ્લી તાલુકો

| | |
|---|---|
| ૧ અગનીયુર | ૩૮ મણ્ણીતરા |
| ૨ આળુર | ૩૯ મિનલુર |
| ૩ આન્જુર | ૪૦ મંગાડ |
| ૪ આલગોટુકરા | ૪૧ મોલન્નુર |
| ૫ આરતાટ | ૪૨ મન્નકરા |
| ૬ આતુર | ૪૩ મુન્ડાત્તીકોડ |
| ૭ ચેલકરા | ૪૪ મુળમપુરા |

કોચીન રાજ્યનો વેપાર મોટે ભાગે ગુજરાતી હિંદુ મેમણ ભાઇઓના હાથમા છે તેઓ કોચીન અને આસપાસના ગામડાઓના માણસો ને વેપારીઓને ધીરધાર ચારી કરે છે તેથી તેઓ ભાઇઓને આસપાસના ગામડાનો હી ધ્યાન રહેવો જોઇએ એટનામાટે આખા કોચીન રાજ્યના ૭ એ તાલુકાના ગામડાના નામ શુદ્ધ મલયાળમ ભાષાના ઉચ્ચારણ સાથે આ નીચે આપવામા આવે છે

---

## કોચીન રાજ્યનાં ગામડાંનુ તાલુકવાર લીસ્ટ

### ૧ કોચીન કણયન્તુર તાલુકો–

૧ આગ્મનુર — ૨૦ કુળાપલ્લી
૨ ચેલ્લાનમ — ૨૧ મનયાટુર
૩ ચેનમગ ગ ામ — ૨૨ મગ્ડ
૪ ચેરાન નુર — ૨૩ મટાનચેરી
૫ ચોવ્વરા — ૨૪ મુનમતુરૂતુ
૬ ઇડકાટુવયન — ૨૫ મુગલુકાડુ
૭ એડવન્કાડ — ૨૬ નડમેળ
૮ એળન્ગુનપુળા — ૨૭ નારક્કલ
૯ એળન્ગુળમ — ૨૮ નાયરમ્બલમ્
૧૦ એરનાકુલમ — ૨૯ પલ્લીપ્પુરમ્
૧૧ કડમક્કુડી — ૩૦ પલ્લીવિરૂત્તી
૧૨ કપ્પટુર — ૩૧ પૃણીતુરા
૧૩ ણયન્તુર — ૩૨ રામેસ્વરમ
૧૪ કાચેરી — ૩૩ તેકુમ્ભાગમ (તિપુ ણિટુરા)
૧૫ કીળક્કુમ્ભાગમ — ૩૪ તેકુમ્ભાગમ (વેલાગપ્પલ્લી)
૧૬ કુવએગીરા — ૩૫ તીરૂવાન્કુળમ્
૧૭ કુમ્ભળન્ગી — ૩૬ વડક્કમ્ભાગમ્
૧૮ કુમ્બળમ્ — ૩૭ વડનુકાડ
૧૯ ટ્રીકાડ

### ૨, મુકુન્દપુરમ્ તાલુકો

૧ આનતુર — ૨૧ મુપ્પીળીઅમ
૨ આનૂર — ૨૨ મુરી ૩ન [તિ મરી]
૩ આમ્પનુર — ૩૩ મુરીન્ગુર [વડ મરી]
૪ આ ા પુરમ — ૩૪ મુરીગાડ
૫ આતુર — ૩૫ નન્દીપુનમ
૬ ચેન્ગનૂર — ૩૬ નેમિણ્ણિકરા
૭ એન્ન્ગાપ્પાગ — ૩૭ નેલ્લાયી
૮ ગેડવિલન્ગુ — ૩૮ પડીનુર
૯ એળ ગુગમ — ૩૯ પરીન્જારે ચાલાક્કી
૧૦ ઇરીન્જાલક્કુડા — ૪૦ પત્રીપ્પુરમ
૧૧ કડપશેરી — ૪૧ પરપ્પુ કરા
૧૨ કાન્ગીગેરી — ૪૨ પળીયાગમ
૧૩ ક નેટુમ્બરા — ૪૩ પેગન્પારા
૧૪ કદુર — ૪૪ પોરત્તુશેરી
૧૫ કનુર (તિક્કુમુરી) — ૪૫ પોગ
૧૬ કનુર (વડ ક્કુમુરી) — ૪૬ પુલ્લુર
૧૭ કારળમ — ૪૭ પૂમગનમ
૧૮ કરૂમાત્તરા — ૪૮ તાયક્કાડ
૧૯ કાટુર — ૪૯ તેકુમકરા
૨૦ કીળકે ચાલક્કુડી — ૫૦ તીરૂમુકકુળમ્
૨૧ કીડકુમ્મુરી — ૫૧ તોરવા
૨૨ કોડકરા — ૫૨ તોળી યાગમ
૨૩ કોડાગેરી — ૫૩ ની કુર
૨૪ કોમન્તુર — ૫૪ વડક્કુમ્ભાગમ
૨૫ કુરૂવિલાગેરી — ૫૫ વડમા
૨૬ મડત્તુમ્પડી — ૫૬ વલ્લીવટ્ટમ
૨૭ મડતુર — ૫૭ વેન્દરપ્પલ્લી
૨૮ મણ્ણાલશેરી — ૫૮ વ. મુરી
૨૯ માડાયીકકોણમ — ૫૯ વેલુ કરા
૩૦ મેલ્લુર

### ૩ તલપ્પીલ્લી તાલુકો

૧ અગનીયૂર — ૩૮ મપુનીતરા
૨ આળૂર — ૩૯ મિન નુર
૩ આન્જુર — ૪૦ મગાડ
૪ આગોટુ કરા — ૪૧ મન્નુ
૫ આરતાટ — ૪૨ [illegible]
૬ આનૂર — ૪ [illegible]
૭ ન ાગ — ૪૪ [illegible]

| | | | |
|---|---|---|---|
| ૫ | એરૂતેમપદી | ૧૮ | પોતુન્ડી |
| ૬ | કયરાડી | ૧૯ | તતમંગલમ |
| ૭ | કોળીન્જામ્પારા | ૨૦ | તેક્કેદેશમ |
| ૮ | કોડીપદી | ૨૧ | તેનમ્પતિ |
| ૯ | કુન્નમકાટુપદી | ૨૨ | તિરૂવળીયાડ |
| ૧૦ | કુડીપ્પલ્લમ | ૨૩ | વડકરપ્પદી |
| ૧૧ | મન્જકુન્નુપદી | ૨૪ | વલિયવલ્લમપદી |
| ૧૨ | મુલત્તગ | ૨૫ | વલ્લન્ગી |
| ૧૩ | નેલ્લેપ્પીળ્ળી | | |

## ૬ - કોડન્ગલ્લુર તાલુકો

| | | | |
|---|---|---|---|
| ૧ | અળીકકોડ | ૪ | મેત્તલા |
| ૨ | એરીયાડ | ૫ | પુલ્લુટ |
| ૩ | તોકુમવેશ્વરમ | | |

## જાણવા જોગ સ્થળો

**કોચીન—** આ શહેરને મટાનચેરી કહેવામાં આવે છે પણ એ નામની બજાર આ શહેરમાં છે અને શહેરનો મોટો વેપાર આ બજારમાં થાય છે. મટાનચેરીમાં દેશી ગુજરાતી હિંદુ મેમણ ભાઇઓની મોટી વખારો અને દુકાનો છે. નિકાસ અને આયાતનો જથાબંધ વેપાર ખાસ કરીને ગુજરાતી હિંદુ ને મેમણ ભાઇઓના હાથમાં છે. અને પરચુરણ વેપાર કોંકણના બ્રાહ્મણ અને વૈશ્યોના હાથમાં છે. ગુજરાતી વેપાર અર્થે લગભગ ૨૦૦ વરસ થયાં અહીંઆ આવના શરૂ થએલા. ધીમે ધીમે વસ્તી વધતી ગઇ છે અને અત્યારે કોચીન ગુજરાતીઓનું ૨ળ વતન જેવું બન્યું છે. તેમાં મોટો ભાગ વૈષ્ણવ સોરઠીઆ વણીક અને શ્વેતાંબર દેરાવાસી સ્થાનકવાસી જૈન વણિકનો છે. કચ્છના મેમણ ભાઇઓ અહીંઆના મોટા જમીનદાર થઇ પડયા છે અને ધીમે ધીમે તેઓ વેપારમાં નરમ પડતા જાય છે. ધોરાજી, બાંટવા, વન્થલી વિગેરે ગામોના મેમણ ભાઇઓ જેને અહીંઆ હાલાઇ મેમણ કહેવામાં આવે છે તેઓ વેપારમાં આગળ વધતા જાય છે. જો કે વખારોના માલીકો ખુદ શેઠ લોક અહીંઆ બહુજ ઓછા આવે છે. સઘળો કારભાર મુનીમો મારફત થાય છે પણ તે મુનીમોએ વેપારમાં કુશળ અને માલીક જેવું જ કામ કરતા જણાય છે. હાલાઇ મેમણ ભાઇઓનો શીતારો તેજ થતો જાય છે. તે સાથે કચ્છના જૈન વણીકોનો વેપાર પણ ખીલતો જાય છે. કોચીનના મટાનચેરી ઉપરાંત યાહુદીવાડા, ચનાઇ વિગેરે બીજા મોટા લત્તાઓ છે. મટાનચેરીને લગતો જ સીધો રસ્તો બ્રિટિશ કોચીનમાં જાય છે. ખરૂં જોતા દેશી કોચીન અને બ્રિટિશ કોચીન બન્ને મળીને એક જ કોચીન મોટું શહેર છે. માત્ર બન્નેની હદ વચ્ચે એક નાની નહેર આવેલી છે તે આ બન્ને સરકારની હદને જુદી પાડે છે. બ્રિટિશ કોચીનનું વર્ણન બ્રિટિશ મલબારવાળા વિભાગમાં આપવામાં આવ્યું છે.

કોચીન પહેલાં કોચીન રાજ્યનું પાયતખ્ત હતું હજુપણ પહેલાંના મહારાજાનો જુનો રાજ મહેલ છે જે ૧૫૫૫ માં પોર્ટુગીઝ લોકો એ બાંધી તે રાજાને ભેટ કર્યો હતો. હજુ પણ રાજ્યાભિષેક આ રાજ મહેલમા જ થાય છે.

આ શહેરમાં લગભગ ૧૪ ભાષાઓ બોલાય છે. કોંકણના સારસ્વત બ્રાહ્મણનું એક વિશાળ તિરૂમન દેવસ્વમ્ વિષ્ણુનું મંદિર છે જ્યાં વરસમાં બે વાર મોટા ઉત્સવો થાય છે.

ગુજરાતી હિંદુ ભાઇઓનાં શ્રી નવનીત કૃષ્ણ મંદિર (હવેલી) શ્રી મણિકેશ્વર મહાદેવ શ્રી જૈન દેરાસરજી અને સ્થાનિક વાસી ઉપાશ્રય વિગેરે ધર્મ મંદિરો છે. પાંજરાપોળ, ગુજરાતી સ્ત્રીઓને નહાવા ધોવા માટેનો વિશાળ કુંડ (કુંડો) અને સ્મશાનભૂમિ તથા પુસ્તકાલયો અને વિદ્યાલય વિગેરે સાર્વજનિક ખાતાંઓ પણ ગુજરાતી હિંદુ ભાઇઓ પામે છે. કચ્છી મેમણ ભાઇઓ પોતાની મદરેસા અને જુમા મસ્જીદ

આશરે ૨૦૦૦ માણસની છે. પહેલા તે ડચના તાબામાં હતો પણ પાછળથી કોચીન રાજાને તે વેચી દેવામાં આવ્યો હતો. ટાપુના ઉત્તર છેડે કોચીન દરબાર તરફથી કુષ્ઠરોગીઓ માટે એક આશ્રમ ૧૯૦૮ થી ખોલવામાં આવ્યું છે.

**એરનાકોલમ્‌—** કોચીન રાજાની રાજધાની નુ શહેર છે તેની અને કોચીન [મટાનચેરી] વચ્ચે પોણા બે માઇલની પહોળી ખાડી આવેલી છે. કોચીન સ્ટેટ રેલ્વેનુ તે છેલ્લું સ્ટેશન છે. તે શહેરની વસ્તી ૨૩૧૯૨ માણસની છે. શહેર ઘણું સુંદર છે. રાજ્યના મુખ્ય મુખ્ય ખાતાંઓની કચેરીઓ આ શહેરમા આવેલી છે. તે ઉપરાંત કોલેજો અને વિદ્યાલયો, દરબાર હોલ, ગેસ્ટ હાઉસ વિગેરે મકાનોથી શહેર ઘણુ શોભે છે.

શહેરનો વેપાર કંઇ બહોળો નથી. વેપાર ઘણું કરીને કોંકણી બ્રાહ્મણો અને વૈશ્યોના હાથમા છે. એક મોટું બજાર સોમ બુધ અને શુક્રના રોજ ભરાય છે. ત્યારે ગામડાંના લોક શાક ભાજી, ધાન કરીઆણા વિગેરે મોટા પ્રમાણમા વેચવા લાવે છે. કોપરેલની મીલો પણ આ ગામમા છે. સ્ટેશન નજીક બર્મા ઓઇલ કમ્પની અને એસીઆટીક પેટ્રોલિઅમ કમ્પનીની ટાંકીઓ છે. થોડા વખતમા પ્રખ્યાતિને પામેલ કોકોનેઝમ જ્યા બને છે તે મેસર્સ તાતા કમ્પનીની ઓઇલ મિલ અને આઇસ ફેક્ટરી પણ સ્ટેશન નજીક આવેલ છે.

શહેરમાં કેટલાંક ખાસ હિન્દુ દેવ મદિરો આવેલાં છે જેમાં રાજાના મંદિરમા દરવરસે જાનેવારીમાં ઉત્સવ થાય છે ને જે આઠ દિવસ સુધી ચાલે છે તે જોવા લાયક છે. છેલ્લે દિવસે રાતના બહુ ખરચાળ દારૂખાનું ફોડવામાં આવે છે.

શહેરની સામે એક નાનો બોલઘાટી ટાપુ આવેલો છે. જ્યા બ્રિટિશ સરકારના પોલીટીકલ એજન્ટ ટુ મદ્રાસ સ્ટેટ્સની રેસિડેન્સી છે. શહેર માટે પીવાનું પાણી પુરૂં પાડવાને અલવાઇ નદીના કિનારે ચોવારા નજીક વોટર વર્ક્સ સ્થાપવામા આવ્યુ છે ને ત્યાંથી નળ વાટે આ શહેર માટે પાણી આવે છે.

**ત્રિપુનિટુરા—** એરનાકોલમથી અગ્નિકોણમાં પાંચ માઇલ ઉપર આવ્યુ ગામ છે ત્યા કોચીનના રાજા રહે છે. બીજા રાજાધિકારીઓ પણ લાભ મેળે ભાગે રહે છે. ગામની વચ્ચે એક વિષ્ણુ મંદિર છે ત્યા વરસમાં બે વાર મોટા ઉત્સવો ઉજવાય છે. એક ઉત્સવ નવે મ્બર-ડિસેમ્બરમા આવે છે તે વખતે મુર્તિને શણગારેલા હાથી પર પધરાવી નગર દર્શન કરાવવામા આવે છે બીજા પણ ઘણા હાથિઓ શણગારેલા આમસાન હોય છે. કથકલિઓના નાચ અને વાજીંત્રોના નાચથી ઉત્સવ ગાજી રહે છે. આ ઉત્સવ દશ દિવસ સુધી ચાલે છે.

ચોગમ્ગ ગામમા કોચીન વિજયના ઉપલક્ષમાં એક રાજ ઉત્સવ ઉજવાય છે. તે દિવસે પ્રાતઃ કાલમાં રાજા પાનખીમા બેસીને રાજા અમલદારો, ભાયાતો, તાલુકદારો, પડિતો તે દબદબા સાથે નગર પ્રદક્ષિણા કરે છે. પ્રદક્ષિણા થઇ રહ્યા બાદ કચેરીમાં રાજા ભરાયા દરબાર ભરવામાં આવે છે. તે વખતે રાજાને નજરાણા ધરાવવામા આવે છે અને રાજાજી દસ્તુર પ્રમાણે અમીર ઉમરાવ શેઠ શાહુકારને બક્ષિસો આપે છે. આ ગામમાં એક પુરાતન પુસ્તક સગ્રહ પણ છે.

રાજકુવર અને કુંવરીઓ માટેનાં વિદ્યાલયો વેદ શાળા અને રાજાને વસવાનો "હિલપેલેસ" જોવા લાયક છે.

**ચેનમંગલમ—** અલવાઇ નદીના મુખથી ૬ માઇલ દૂર આવેલું છે ત્યાં પાલીઆત અથવા ધનાઢ્ય જે મીનદાર રહે છે. ગામ લગભગ એમ જ છે. પશ્ચિમનો ભાગ રેતાળ છે અને પૂર્વનો ભાગ ડુંગરાળ છે ડુંગરની તળેટીમાં જયુ કોલોનીના ખડેરો પડેલા જણાય છે.

**ચોવારા—** અલવાઇના ઉત્તર કિનારા પર આવેલું છે. કોચીનનુ રાજકુટુંબ ઉનાળામાં અહીંઆ હવા

માન આવેલુ છે ત્યા એક રામલક્ષ્મણનું ભવ્ય મદિર છે આ મદિર ઘણુ પુરાતન અને શિલ્પકળાના અજોડ નમુના રૂપ છે એકવાર આ દેવાલય શ્રીમતોએ જેમનાયક છે કેમ્બ્રગારિ માર્ગ મહીનામ આવતી એકાદશીમા એક મોટો મેળો ભરાય છે જે વખતે હજારો માણુસોની મેદની મળે છે

**વડકાનચેરી—** આ સોપારીનો વેપાર સારો છે અ । નજી ના ઓટુસાગમ બુદ્ધનારે । નર ભરાય છે

**અન્તીકાડ—** ત્રિચુરથી ૧૨ માઇલનો ત્રે છે પરપ્પીલી ।મા સોમવારે અને કડચન્મ બુધ । મગળવારે સારા બજાર ભરાય છે

**આરાટુપુળા—** ત્રિ ચુ થી ૯ માઇલના અતર પર આવેલુ ત્યા એક મોટો વાર્ષિક ઉત્સવ ઉજવાય છે જે વખત આસપામ ની જ ગાઓના દેવસ્થાનોમા ની મતિઓ વાજ તે ગાજતે આ ગામના પા રમા લાવવામા આવ છે આખી ગત ઉત્સવ ની ધામ ધૂમ ૨ હે છે લગભ। પચ્ચી ૬૦ હાથીઓ શણગારના ઝુલના ૫ન છે અને ઓછ મા ઓછા ૧૫ થી ૨૦ હજાર માણસોની પ્રેક્ષકો તરીકે મેદની મળેલી હોય છે આ કિનારા ૫૨ આ જાતનો ઉત્સ વ આ એકજ છે ને તે ઘણો જોવા લાયક છે,

**ત્રિચુર—** પ્રાચીન ગજ્યની જુની રાજધાનીનુ શહેર છ હજુ પણ રાજાના કેટલાક મુખ્ય ખાતાઓની હેડ ઓફીસો ત્રિચુરમા છે કેટલાક ાજનગીઓ અને નાયર અમીરોનુ આ એક સુ ર વિલાસ પ્રિય સ્થાન છે ગામની વચ્ચે વચ્ચ વડક ન ાથનનુ વિ ાળ ને ધનાઢ્ય દેવસ્થાન છે આદ્ય શકરાચાર્યના ત્રણ મુખ્ય શિષ્યોએ સ્થાપેલા ત્રણ બ્રાહ્મણ મઠો અહીઆ આવેલા છે જ્યા નમુદિરિ બ્રાહ્મણોનુ છાત્રાલય અને વે શાળા છે મુખ્ય વેપાર ધાન ઈમારતી લાકડુ અ ને સોપારીનો છે ગોકકાપ ની મિન લાકડા વહેરવાની મિલ અને ચાવલ તથા તેલની મિલો પણ છે નળિઆ અને ઇંટો બનાવવાના કારખાના પણ પુષ્કળ આવેલા છે વેપાર બધો ખ્રિસ્તિ એો અને તામિલ બ્રાહ્મણોના હાથમા છે આવા સુ ર ગામમા એક પણ ગુજરાતી વેપારી નથી કોચીનમાથી એકાદ ભાટીઆ કુટુ બ હાલમા ત્યા રહેવા માટે ગયુ છે ગુજરાતી વેપારીઓ માટે ત્યા સારા મોકા છે

**ચિટુર—** આનમ ા અથવા ચિટુર નદીના કિનારા પર ગજાના એજ નામના ત્યા ૬ાા તાલુકાનું મુખ્ય શહેર છે

પાલઘાટ રેલ્વે સ્ટેશનથી દશ માઇલના અતરે આ વેલુ છે ત્યાનો મુખ્ય ઉદ્યોગ ગાડ બળદ ટોપ છ ઇટો અને નળીઆ બનાવવાનુ કારખાનુ પણ છે ચિટુરમા કન્નપાર નામનો ગોડ નાર ઉત્સવ માર્ચ મહિનામા ઉજવાય છે તે ગોડ અતિહાસિક ઉત્સવ છે કોચીન રાજા એ કોન્ગુ દેશના ધાડપાડુઓને મહાત કર્યા તેના ઉપલક્ષમા આ ઉત્સવ ઉજવાય છે એમ કહેવામા આવે છે આ ગામના દેવ મદિરની દેવીએ ખુદ પોતે પ્રગટ થઇ કોચીન લશ્કરની આગેવાની લઇ કોન્ગુ રાજાને પરાજીત કર્યો હતા ઉત્સવની રાત ા લડાઇના સર્વ દશ્યો લોક સમુહ તરફથી ભજવી બતાવવામા આવ છે પગપાલાક ઢોલ પીટતા હોય છે ઘોડા દોડાવાતા હોય છે શીગડાની સાઠમારી આવતી હોય છે તરવારો પગ ગાજી ઉઠતી હોય છે ભગવતિની પતિમાનુ સરઘસ નીકળે છે કેટલાક ઘાયલ થવા હોય કેટલાક રણક્ષેત્રમા મૃત્યુ પામ્યા હોય એવા દેખાવ થઇ રહે છે મરણ પામેલાના મુડદાઓ ઢોલ પીટાતા અને છાતીકૂટતા, રોતા રગદળતા એમના ઘર તરફ સરઘસના રૂપમા લઇ જવામા આવે છે જગની પૂર્ણાહુતિ થતા રણક્ષેત્ર (જે કરા સુ હોય ત્યાથી)માથી એક સરઘસ ઉભુ કરવામા આવે છે ને નાયર લોકના લતાઓમા થઇને ભગવતિના મદિર સુધી લઇ જવામા આવે છે ને ત્યા પહો ફાટતી હોય છે તે વખતે પછી જબર દારૂ ાનુ ફોડવામા આવે છે બાદમા ઉત્સવ ખલાસ થાય છે

આ ઉત્સવ માર્ચ અને એપ્રિલની વચમા આવે છે તે વખતે ત્રાવણકોર, કોચીન અને બ્રિટિશ મલબાર ની સર્વ જગોએથી હજારો યાત્રીઓ આવે છે ખાસ કરી ને હલકી જાતના હિન્દુઓ તેમા વિશેષ હોય છે

અસ્પર્શ્ય ગણાતી અને છાંયો પડવાથી પણ અભડાઈ જવાય એવી ગણાતી હિન્દુ કોમને પણ આજ ઉત્સવ નિમિત્તે ભગવતીના મદિરમા જવાની છુટ છે તેઓ મદિરમા ઘુમે છે નટી નર્તકીઓ ઘુમે છે અને મદિર ને અભડાવે છે તે વખતે તેઓ બિભત્સ ગાયણા ગાય છે ભગવતીની પ્રતિમા તરફ અપમાન ભરેલી ભાષાઓ વાપરે છે અને પથરા ફેંકે છે મુકકુવા કોમના કુટીમુપત આરત્તન કુટ્ટુ તના વડાને આ દેવળમા પ્રવેશ કરવા ને દેવળ ને અભડાવવાની શરૂઆત કરવાનો ખાસ હક્ક આપવામા આવ્યો છે તેઓ નાચ નાચ (કુચ કરો કુચ કરો) ની બૂમ મારતા મદિરમા ઘુમે છે યાત્રિકો ભગવતીની પ્રતિમા પાસે તીર્થ તનના ભાણા સાથે પાઈ પૈસો ધરાવે છે યાત્રિકોની સખ્યા એવડી મોટી હોય છે કે બીજે દિવસે આ પાઇ પઇસાવો ગણતા ૬ થી ૭ હજાર રૂપીયાની આવક થએલી જણાય છે. પ્રતિમા પાસે નૈવેદ્ય ધરાવનારાઓને હળદ્રની ભૂકી પ્રસાદ તરીકે આપવામા આવે છે જે યાત્રિકો સ્વીકારી આનદથી ભગવતીના પ્રસાદ તરીકે પોતાના શરીર પર વેરે છે આ ઉત્સવ પ્રસગે કોનેરાઓ શીતળાનો રોગ કાઢી નીકળે છે માતાજીના મોટા નૈવેદ્ય તરીકે કોમ્પ્ય કુકડુ આપણુ હોય છે જેનો ત્યા માતાજીને ભોગ ચડાવવામા આવે છે આ વખત ૫૦ થી ૬૦ હજાર કુકડાનો ભોગ અપાતો હશે

ઉત્સવ દરમ્યાન તાડી અને શરાબનો છૂટથી પૂર બહારમા ઉપયોગ થાય છે ઉત્સવ ખલાસ થયા બાદ મદિરને ધોઇ નાખવામા આવે છે ને પુણ્યા હવાચેન દ્વારા શુદ્ધ કરવામા આવે છે

કોલેરા અને શીતળાના રોગમાથી બચવાને લોક આ સ્થળની યાત્રા કરે છે

## પેદાશ—હુન્નર ઉદ્યોગ

**નાળિએરીની વસ્તુઓ—** આ રાજ્યમાં નાળિએરીમાથી થતી પેદાશ જ આ રાજ્યના ખરા સોના રૂપ છે નાળિએરીની દરેક વસ્તુ કામ લાગે છે અને નાળિએરીમાથી અનેક નાનાવિધ વસ્તુઓ ઉત્પન્ન થાય થાય છે નાળિએર, કોપરા, કોપરેલ કાથા, સાવરણી, સીન્દરી દોરડા ધડકના અને ગાલીચા આ બધ જુદા જુદા રૂપોનુ ઉત્પત્તિ સ્થાન એક નાળિએરી જ છે રાજ્યની પ્રજાનો મોટો ભાગ આ ઉદ્યોગમા લાગ્યો છે આ રાજ્યમા આ ચીજોની પેદાશની કીમતનો અદાજ કાઢવો મુશ્કીલ છે પણ કોચીન બદરે જે બ્રિટિશ બદર મા છે ત્યાથી થએલી નિકાસના દરેક ચીજની કીમતના આ કડા આપી ઉપર આપવામા આવ્યા છે તેમા અગત્યનો હિસ્સો તો આ કોચીન રાજ્યની પેદાશનો ગણી શકાય

**ચટાઇઓ—** આ રાજ્યના તાલાપિલ્લી અને ત્રિચુર તાલુકામા લોક ઘાસમાથી ઉચી જાતની ચટાઇઓ બનાવે છે

**કાપડનું વણાટ કામ—** આ રાજ્યના ચિટુર તાલુકામા કાપડનુ ઉચી જાતનુ વણાટ કામ થાય છે ૬૦ નબરથી ૧૦૦ નબર સુધીનુ સૂતર વણાટ કામમા લે છે અને જરી તથા કીનારી પણ સાથે વણે છે મુડ જે આ રાજ્યની પ્રજાનો પુરૂષ વર્ગ ધોતીઆ ને સ્થળે વાપરે છે તે ઉચી જાતના બનાવે છે

**તેલ—** આ રાજ્યમા તલ, ભોયશીંગ એરડીની પેદાશ સાધારણ છે અને અહીંઆ તેનું તેલ બનાવવામા આવે છે પરતુ અહીંઆના જગલોમા લીંબી ઘાસ પુષ્કળ ઉગે છે અને મટાનચેરી તથા આસપાસના ગામડામા તેમાથી તેલ મેળવવામા આવે છે અને તે તેલ બધુ યુરોપ નિકાસ કરવામા આવે છે

**તાડી—કેફીપીણાં—** નાળિએરી તાડ વિગેરે ઝાડોમાથી મેળવવામા આવે છે પ્રજાનો એક બહુ મોટો



Arcca-nuts સોપારીની લૂમ



A Cluster of Bamboos લીલા વાંસડાનો ઝુમખો



Areca-nuts સોપારીની લુમ



A Cluster of Bamboos લીલા વાંસડાનો ઝુમખો

ભાગ આ વંધામા રોગગેનો છે લોકમા કેરીપીણા પીર ા બહુ સુરો ચાલ છે મીઠી તાડીમાથી ગોળ ત્નાવવામા આવે છે ગામડાઓમા શગ ર બનાવવાની દેશી ભઠીઓ પણ છે

**સોપારી—** આ રાજ્યમા સોપારી ની પેદાશ ઘણી છે તાનાપિલ્લિ ત્રિચૂર અને મુકુન્દપુરમ તાલુકામા સોપારીને કાપવાનો ઘણુ મોટો ઉદ્યોગ છે તેમા લોક સાટેમ્બર થી જાનેવારી સુધી રોકાય છે સાપારી બરાબર પાકી ન હોય ત્યા ઝાડ ઉપરથી તોડી લેવામા આવે છે પછી ઉપરનુ છાતરું કાઢી નાખી તે કાચી સોપારીના ચાર છ કે આઠ કટકા નાના નાના ફાડીઆ કરે છે પછી એક વાસણમા ગરમ પાણીમા તેને ઉકાળવામા આવે છે આ સોપારીના ફાડીઆમાથી એક જાતનો તુરો રસ નીકળે છે ને તે પાણી લાલ લોહી જેવુ કરી નાખે છે એક કલાક સુધી ઉકાળ્યા પછી તે સોપારીના ફાડીઆ કાઢી લઇ તડકે સુકાવા દે છે પેલા પાણી તો ઉકાળે રાખે છે તેથી તે પેલા સોપારીના રસને લીધે જરા ઘટ્ટ બની જાય છે સોપારીનાં ફાડીઆ તડકે અરધા સુકાયા કે તેને ફરી ફરીને તે ઘટ્ટ પાણીમા ઉકાળે છે ને જ્યા સુધી તે ઘટ્ટ પાણીને આ ફાડીઆ ચૂસી ન લે ત્યા સુધી અગ્નિનો તાપ આપવામા આવે છે પાણી ચુસાઇ રહેતા ફાડીઆને લઇને તડકે સૂકવવામા આવે છે આ કમાવેલી સોપારી પાનની સાથે ખાવાના ઉપયોગમા આવે છે પછી પાન સાથે ખાવા ની જરૂર રહેતી નથી સોપારીનો જે રસ પાણીમા નીકળેલો હોય છે તે લોહી વહેતુ હોય તે બંધ કરી દેવાના અને ફૂતગાઓ ની છાય ન દુર કરવાના કામમા ઓસડ તરીકે વપરાય છે

સોપારી ની એટલી બધી પેદાશ થાય છે કે રાજ્યની બહાર બહાર રેલ્વે મારફત (લડાઇ પહેલાનો આ આંકડો છે) દરવરસે ૭૦ હજાર મણ નિકાસ કરવામા આવતી હતી. જેનુ સાધારણ મૂલ્ય બાર લાખ રૂપિઆ ગણવામા આવતુ હતુ

**ઇમારતી લાકડુ—** આ રાજ્યનો ઇમારતી લાકડાનો વેપાર ઘણી અગત્યનાવાળો છે એવુ અનુમાન છે કે જંગલોમાથી દરવરસે ૨૬૦૦૦ ખાડી સાગ ૮૦૦૦ ખાડી સીસમ અને ૩૮૦૦૦ ખાડી બીજુ જંગલી લાકડુ ૧૦૦૦૦ ટન બાળવાના લાકડા અને ૩ લાખ વાસડાની પેદાશ છે આ બધો માલ ત્રિચુર અને એરનાકાલમના સ્ટેશનોએ આવે છે ત્રિચુરમા એક મોટી લાકડા વેરવાની મીલ છે અને એરનાકાલમ પાસેના ચુકુરે મા મેસર્સ આસ્પીનવોલ એન્ડ કમ્પનીની લાકડા વેરવાની મીલ છે જ્યા હળવા લાકડામાથી ચાની પેટીઓ બનાવવામા આવે છે તેલ ભરવાના પીપ પણ બીજા લાકડામાથી મગનચેરીની આસપાસ બહુ મોટા પ્રમાણમા બનાવવામા આવે છે

**ખનિજ દ્રવ્યો—** આ રાજ્યની ભૂમિમા ગેવા કાઇ ખાસ ખનિજ દ્રવ્યોના પત્તો મળ્યો નથી પણ એમ કહેવાય છે કે કોચીન પાસેના દરિઆની રેતીમાથી સોનુ મળી આવે છે અને અમલના વખતમા એ ઉદ્યોગ સારા પાયા ઉપર હતો હાલમા તો નામ નિશાન નથી તાનાપિલ્લિ અને ત્રિચુર તાલુકાના ડુંગરાઓમાથી એક જાતના પથરાઓ નીકળે છે તેમા લોખંડનો ભાગ હોય છે થોડા વરસ પૂર્વે આ પથરાઓમાથી દેશી ભઠીઓ દ્વારા લોખંડને જુદુ પાડવામા આવતુ પણ છેલ્લા ૫૦ વરસ થયા તે ઉદ્યોગ ભાગી ગયો પાસેથી મળતા લોખંડની સસ્તાઇને લીધે આ ઉદ્યોગ ખીલવી શકાય તેમ નથી

૧૦૪૮૫૫ બાળકો શિક્ષણ લ્યે છે એ સંસ્થાઓમાં ૮૩ સંસ્થાઓ સ્ત્રી કેળવણી માટે જ છે જેમાં ૩૬૭૮૯ કન્યાઓ અને મહિલાઓ શિક્ષણ લ્યે છે. સ્ત્રીઓ માટે ૧૦ હાઇ સ્કૂલો છે.

રાજ્યમાં કુલે ૧૮ ભાષાઓ બોલાય છે તે ભાષા અને ભાષા બોલનારાઓની વિગત નીચે આપી છે.

| | |
|---|---|
| મલયાળમ્ | ૮૮૨૮૨૨ |
| તામિલ | ૫૭૭૭૪ |
| કોકણી. | ૧૭૬૦૪ |
| તેલુગુ | ૮૯૦૧ |
| કાનડી | ૩૭૭૨ |
| મરાઠી | ૩૦૧૩ |
| ગુજરાતી-કચ્છી | ૧૯૬૪ |
| હિન્દુસ્થાની | ૨૩૪૧ |
| તુલુ | ૪૫૩ |
| હિન્દી | ૪૬ |
| ઉર્દુ | ૨ |
| ગોવાઇ | ૮ |
| પોર્ટુગીઝ | ૫૦ |
| સ્પેનીશ | ૯ |
| ઇંગ્લીશ | ૩૨૪ |
| ડચ | ૨ |
| હિબ્રૂ | ૫૦ |
| સિરીઅન | ૯૨ |
| અરબી | ૫૩ |

**પશુધન**— રાજ્યમાં ૧૯૨૪-૨૫ના સરકારી રિપોર્ટ પ્રમાણે કુલે ૬૮૨૯૬ બેલ ૮૦૧૦૬ ગાય ૩૯૫૪૯ પાડા ૧૩૬૪૩ ભેંસો, ૨૮૭ ઘોડા, ૨૮૯ ગધેડાં, ૬૬૯૩૯ ઘેટા ને બકરા છે. ૬૫૦૯૭ હળ, ૧૭૫૪ ગાડીઓ અને ૪૪૧૨ વહાણો છે.

**કેફ**— રાજ્યમાં દેશીદારૂ વેચવાની ૨૫૨ દુકાનો ૪૫૭ તાડીની દુકાનો ૯૦૧ તમાકુ વેચવાની દુકાનો ૫૨ વિલાયતી દારૂ વેચવાની દુકાનો, ૬૯ ગાંજાની ૧૧૧ અફીણની દુકાનો છે. બીજા અકસ્માત નુકશાન થાય એવી ચીજો વેચવાના ૩૫ લાયસેન્સ અને કોકેન વેચવાના ૩૬ લાયસેન્સ આપવામાં આવ્યાં છે.

———:o:———

## આબકારી ખાતાંની સરકારી ઉપજ

———:o———

| | | |
|---|---|---|
| દેશીદારૂ | રૂા. | ૧૦૦૦૫૬ |
| તાડી | ,, | ૪૮૫૧૫૧ |
| તમાકુ | ,, | ૨૫૯૭૮૫ |
| ગાંજો | ,, | ૨૩૦૧૦ |
| અફીણ | ,, | ૫૭૩૦૦ |
| કુલઆમદાની. | | ૯૨૫૨૦૬ |

**વર્તમાનપત્ર**— રાજ્યમાંથી કુલે ૨૭ વર્તમાનપત્રો અને સામયિક પત્રો પ્રગટ થાય છે. જેમાં ૫ ચ ઠવાડીઆં. ૧ અઠવાડીઆમાં બેવાર અને બાકીનાં માસિક તથા ત્રૈમાસિક છે.



## કોચીન રાજ્યનું તાલુકાવાર વસ્તીપત્રક

| | તાલુકાનું નામ | ગામડાં | ઘર | હિન્દુ જનસંખ્યા | મુસલમાન | ખ્રિસ્તિ | પરસુરણ | કુલવસ્તી. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | કોચીન કણયન્નુર | ૪૦ | ૫૧૫૩૫ | ૧૪૯૫૫૪ | ૧૭૪૯૭ | ૧૧૧૧૭૪ | ૧૧૫૯ | ૨૭૯૩૮૪ |
| ૨ | ક્રેગનુર | ૬ | ૬૫૨૬ | ૨૩૩૭૬ | ૮૮૯૯ | ૧૯૩૩ | .... | ૩૪૮૦૮ |
| ૩ | મુકુન્દપુરમ્ | ૬૧ | ૩૭૭૮૯ | ૧૩૨૫૯૧ | ૧૦૩૨૭ | ૬૫૩૨૧ | ૪૭૪ | ૨૦૮૭૧૩ |
| ૪ | ત્રિસુર | ૭૩ | ૩૨૯૨૧ | ૧૩૦૯૫૧ | ૬૧૩૦ | ૫૩૭૨૯ | ૩ | ૧૯૦૮૧૩ |
| ૫ | તલપિપલિ | ૫૫ | ૩૦૫૫૩ | ૧૨૬૩૧૬ | ૧૮૬૬૮ | ૨૫૧૭૦ | .... | ૧૭૦૧૫૪ |
| ૬ | ચિટુર | ૨૭ | ૧૮૮૮૭ | ૮૨૭૪૪ | ૭૧૯૬ | ૫૨૬૮ | — | ૯૫૨૦૮ |
| | | | | ૬૪૬૧૩૨ | ૬૮૭૧૭ | ૨૬૨૫૯૫ | ૧૬૩૬ | ૯૭૯૦૮૦ |

## બ્રિટીશ મલબારનું તાલુકવાર વસ્તીપત્રક.

—:o:—

| | તાલુકાનુ નામ | ગામડાં | ઘર | હિન્દુજનસંખ્યા | મુસલમાન | ખ્રિસ્ત | પરસુરણ | કુલવસ્તી |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | કલીકટ | ૧૮૦ | ૫૧૫૧ | ૧૯૬૪૩૫ | ૮૮૩૮૩ | ૫૭૬૩ | ૧૪૮ | ૨૯૦૭૩૯ |
| ૨ | ચિરક્કલ | ૨૭૦ | ૫૮૯૬૦ | ૨૫૪૯૮૦ | ૮૭૩૩૭ | ૪૦૫૬ | ૨૨ | ૩૪૬૭૯૫ |
| ૩ | કોચીન (બ્રિ) | ૨ | ૩૬૨૦ | ૫૩૧૮ | ૫૦૦૨ | ૧૨૦૬૬ | ૩૪ | ૨૨૪૧૭ |
| ૪ | એરનાડ | ૨૨૧ | ૭૮૫૦૧ | ૧૬૩૩૧૮ | ૨૩૭૪૦૨ | ૩૭૧ | ૦ | ૪૦૧૧૦૧ |
| ૫ | કોટાયમ | ૨૨૪ | ૪૦૦૨૮ | ૧૭૪૦૪૮ | ૫૫૧૪૬ | ૨૦૮૮ | ૩ | ૨૩૨૨૮૫ |
| ૬ | કુરુમ્બ્રનાડ | ૩૩૮ | ૬૯૩૭૪ | ૨૫૯૭૯૯ | ૯૬૪૬૩ | ૬૪૧ | ૪ | ૩૫૬૯૦૭ |
| ૭ | લક્ષદિવ | ૫ | ૧૮૮૪ | ૧૪ | ૯૪૫૪ | ૨ | ૨ | ૯૪૭૨ |
| ૮ | પાલઘાટ | ૧૩૭ | ૮૦૨૫૫ | ૩૭૫૪૩૨ | ૪૭૯૪૬ | ૩૬૦૫ | ૩૨ | ૪૨૭૦૧૫ |
| ૯ | પોન્નાની | ૪૫૯ | ૯૯૭૭૭ | ૨૮૧૧૫૫ | ૨૨૯૦૧૬ | ૨૩૦૮૧ | ... | ૫૩૩૨૫૨ |
| ૧૦ | વ'લુવનાડ | ૩૧૭ | ૭૨૭૧૦ | ૨૫૯૯૭૬ | ૧૩૩૯૧૯ | ૬૧૯ | ... | ૩૯૪૫૧૭ |
| ૧૧ | વયનાડ | ૫૮ | ૧૬૧૩૪ | ૬૭૮૪૫ | ૧૪૨૫૨ | ૨૩૫૮ | ૩૧૬ | ૮૪૭૭૧ |
| ૧૨ | અન્જન્ગો | ૨ | ૧૦૦૯ | ૧૭૮૫ | ૨૧૯ | ૩૯૨૭ | ... | ૫૯૧૮ |
| | | | | ૨૦૫૧૧૧૫ | ૧૦૦૪૫૪૬ | ૫૮૫૬૭ | ૫૬૧ | ૩૦૯૫૭૫૯ |

# બ્રિટિશ મલબાર.

"High mountains rise to the left with water glistening on bare black rocks like tears of gladness in the eyes of sorrow; forests stretch away here with gentle slope and easy undulation there down precipice and steep declivity; far below lie swamps choked with thorny thicket and rank coarse grasses, breading fevers and miasma, but yet in whose bosoms are stored the streams which water those long stretches of rice fields, here sere and yellow after the sickle of the reaper, there whitening unto harvest or again a vivid green where the second crop matures. Hills everywhere, some arid, red and unfruitful, more covered in the feathery foliage of these eastern orchards. Here and there smoke curls up in the still noon-tide air; or the glint of some mosque or temple or riverpool catches the eye. As the distance grow farther, hill and field all merge into one green plain, and *beyond gleams the sea, hard to be discerned from the heaven that bends down and* meets it As you gaze, the thought rises from the heart that in such fair and well-ordered beauty, the affairs of this world may perchance appear from the Throne of Heaven with all their inequality, so strange, so little comprehendable by us the dwellers amid its hills and valleys"—MADRAS TIMES

## સામાન્ય વર્ણન

બ્રિટિશ મલબાર એ હિન્દની સરકારના મદ્રાસ ઇલાકાનો એક જીલ્લો છે. તેની ઉત્તરે દક્ષિણ કર્ણાટક, કુર્ગ, મહીસુરનું દેશી રાજ્ય, પૂર્વમાં પશ્ચિમ ઘાટના ડુંગરા નિલગિરિ પહાડ અને મદ્રાસ ઇલાકાનો કોઇમ્બતુર જીલ્લો, દક્ષિણે કોચીનનું દેશી રાજ્ય અને પશ્ચિમે અરબી સમુદ્ર આવેલો છે. આ પ્રદેશનો વિસ્તાર જેટલો લંબાઇમાં છે તેટલો પહોળાઇમાં નથી. છેક દક્ષિણે તો તેની પહોળાઈ ઘણી જ ઓછી એટલે તે લગભગ પાંચ માઇલ સુધીની જ થઇ જાય છે. વધારેમાં વધારે પહોળાઇ લગભગ ૮૦ માઇલ સુધીની છે. પ્રદેશમાં સપાટ જમીનનો મોટો વિસ્તાર તો જવલ્લેજ છે. ક્યાંક પહાડો આવેલા છે તો ક્યાંક ઘણી નીચાણમાં ખાઇઓ આવેલી છે. આ પ્રદેશની ઉત્તરે જેમ જેમ જઇએ તેમ તેમ જે સપાટ જમીન જોવામાં આવે તે સમુદ્ર કિનારાથી ૨૦ માઇલથી વધારે છેટે નથી. પરંતુ દક્ષિણમાં જઇશું તો દરિઆ કિનારાથી ૫૦ માઇલ સુધીની સપાટ જમીન મળી આવે છે.

## પર્વતો

આ પ્રદેશની પૂર્વમાં જે પશ્ચિમ ઘાટના ડુંગરા આવેલા છે તે ઉત્તરથી દક્ષિણ સુધી પથરાએલા હોઇને ક્યાંક ઉંચા તે ક્યાંક નીચા એમ પડેલા છે. એ પહાડોનાં કેટલાંક ઉંચા શિખરો લગભગ ૭૦૦૦ ફીટની ઉંચાઇ સુધી છે પરંતુ શિખરોની સરાસરી ઉંચાઇ ૫૦૦૦ ફીટની છે. દક્ષિણનાં એકાદ બે શિખરો ૮૦૦૦ ફીટ ઉંચાં છે. અને આ ઉંચામાં ઉંચા પર્વતોનાં નામ નીલગિરિ અને કુંડામલા છે. આ પર્વતો એટલા ઉંચા છે કે તેના શિખરો પર મેઘનાં જલ ઠરી જઇને બરફ

આ નદીનુ મુખ ઘણાજ વિસ્તારવાળું છે અને સમુદ્રના સંગમ પાસેથી એક ખાડી બનીને તે દક્ષિણ કર્ણાટક સુધી જાય છે.

**અન્જરકન્ડી પુળા** અને **મયરીપુળા**— નદીઓમા પણ સુખ પામે હોડીઓ ચાલે છે.

**કોટક્કલ પુળા**— કુરુમ્બ્રનાડ તાલુકામાં વેપારને મદદ કરનારી અગત્યની નદી છે. તેની લબાઇ ૨૬ માઇલ લગભગની છે. ઘણીજ ઊંડાઇ હોવાથી તેનુ પાણી બારે માસ ભર્યું રહે છે ને તેમા હોડકા ચાલે છે આ નદીમાથી ક્વીટ્ટ જલમાર્ગ દ્વારા કોપરાં, નાળિએર વિગેરે માલ લઇ જવા માટે નહેરો ખોદવામા આવી છે.

**એલતુરપુળા**— કલીકટના ઉત્તરે ૭ માઇલ આવેલી છે. અને રેલ્વે નહતી થઇ ત્યારે હોડીમા બેસી લોકો ઉત્તર પ્રદેશમાં આ નદી મારફત મુસાફરી કરતા.

——:o:——

## જલમાર્ગ ખુશ્કીરસ્તા અને રેલ્વે

આ પ્રદેશના લગભગ બધા તાલુકામા જલમાર્ગો આવેલા છે. ખાડીઓ, મોટી નદીઓ અને નદીઓમાંથી બનાવવામા આવેલી નહેરો વાટે પ્રદેશમાં જલમાર્ગની ઘણી સુગમતા છે. નદીઓ બધીજ પૂર્વ ભાગમાંથી નીકળીને પશ્ચિમ ભાગમા સમુદ્રને મળે છે. અને નહેરો વાટે ખાડીઓ સાથે તેનું જોડાણ થાય છે તેથી વેપારને પણ ઘણી સગવડતા થાય છે.

પ્રદેશમા ઠારઠાર ડુંગરાઓ હોવાથી તેમજ સમુદ્રની ખાડીનાં પાણી પણ ઠેક ઠેકાણે પથરાવાથી ને વળી વરસાદ પુષ્કળ વરસતો હોવાથી આ પ્રદેશમાં પગરસ્તાનો વ્યવહાર દુર્ગમ છે. મહીસુરનો ટીપુ સુલતાન જ્યારે મલબાર પ્રદેશ સર કરવા આવ્યો ત્યારે તેણે પગરસ્તા બાંધવાને સૌથી પહેલો પરિશ્રમ લીધેલો. હાલમાં આ પ્રદેશમાંના પગ રસ્તાઓ એકંદરે ૧૫૦૦ માઇલની લબાઇના છે. તેમાં સૌથી જાણવાજોગ રસ્તો પેરૂમ્બાડી ઘાટ નામનો છે તે મહીસુરથી શરૂ થઇ તાનાનોર અને ટેલીચેરી સુધી આવે છે. મહીસુરથી ટેલીચેરી આવવાનો એક બીજો રસ્તો પણ છે ને તે માનન્દવાડીમાં થઇને પસાર થાય છે. આ રસ્તાઓ મારફત ડુંગરાઓ પર થતી મરી, કોફી વગેરેની પેદાશ બદરે લાવવામા આવે છે કલીકટથી મહીસુર, કૂર્ગ, નિલગિરી, મદ્રાસ વિગેરે જગોએ જવાના પગ રસ્તાઓ પણ છે- મહીસુરથી મન્જેરી સુધી એક ખાસ રસ્તો છે તે રસ્તેથી મંજેરી થઇને એક નાનો રસ્તો નિલાંબુર અને નિલગિરિ જવાનો પણ છે મન્જેરીથી મલપુરમ્ નામનો રસ્તો તીરૂર અને પોન્નાનીમાથી પસાર થઇને પાલઘાટ આવે છે આ રસ્તાઓ ઉપર બન્ને બાજુએ આંબા, વડ, પીપળા, અને ફણસનાં ઝાડો આવેલા છે રેલ્વે સ્ટેશનોએથી ખાસખાસ જગ્યાએ જવાના નાના નાના રસ્તાઓ ઘણા છે.

કોઇમ્બતુર જંક્શન પસાર કરી રેલ્વે સડક પાલઘાટ નાં નાકાંમા થઇને આ પ્રદેશમા આવે છે તે પૂર્વમાંથી આવી પોન્નાની નદીના તીર સુધી (શોરનુર) આવીને ત્યાંથી પાછી ઉત્તર દિશામાં ફરી તીરૂર આગળથી સમુદ્રના કિનારે કિનારે સીધી ઉત્તર દિશામા ચાલી દક્ષિણ કર્ણાટકના વ્યાપારિક કેન્દ્ર મેગલોર આગળ ખતમ થાય છે. એટલે આ પ્રદેશમા વાલયારથી મેગલોર સુધી સડકની લબાઇ ૧૭૪ માઇલની છે તે લાઇન પર આવેલા રેલ્વે સ્ટેશનો નીચે પ્રમાણે છે સ્ટેશનોની સામે માઇલના આંકડા મુકેલા છે તે સ્ટેશન તેટલા માઇલ એર્નાકુલમ (જે કોચીનનું રેલ્વેસ્ટેશન છે) થી દૂર છે એમ સમજવું

| | | | |
|---|---|---|---|
| ૧૦૮ | વાલયાર | ૭૮ | લક્કીડી |
| ૧૦૧ | કન્જીકોડ | ૭૩ | ઓટાપાલમ |
| ૯૨ | ઓલવકોટ | ૬૫ | શોરનુર |
| ૯૫ | પાલઘાટ | ૭૨ | પટામ્બી |
| ૮૭ | પાત્ની | ૭૮ | પલ્લીપુરમ |
| ૮૨ | મન્કરા | ૮૪ | કુટીપુરમ |

| | | | |
|---|---|---|---|
| ૮૮ | એડક્કોળમ | ૧૭૪ | તાનાનોર |
| ૯૩ | તિરૂર | ૧૭૮ | અગીક્કન |
| ૯૮ | તાનુર | ૧૭૯ | તળીપ્પરમ્બ રોડ |
| ૧૦૩ | પરપ્પનન્ગાડી | ૧૮૩ | કનપુરમ |
| ૧૦૬ | વલ્લીકુન્નુ | ૧૮૮ | પનયન્ગાડી |
| ૧૧૦ | કડલુન્ડી | ૧૯૨ | એળિમલા |
| ૧૧૩ | ફિરોક | ૧૯૫ | પય્યનુર |
| ૧૧૪ | કલ્લાયી | ૧૯૮ | ત્રિક્કરીપ્પુર |
| ૧૧૮ | કલીકટ | ૨૦૪ | ચેરૂતુર |
| ૧૨૨ | વેસ્ટહિલ | ૨૦૭ | નિલેશ્વરમ |
| ૧૨૬ | એલત્તુર | ૨૧૩ | કન્જાન્ગાડ |
| ૧૩૧ | ચેમનચેરી | ૨૧૮ | પલીક્કરા |
| ૧૩૪ | પન્તલાયીની | ૨૨૦ | ત્રિક્કનાડ |
| ૧૪૦ | તિકોડી | ૨૨૭ | કાસરગોટ |
| ૧૪૮ | બડગરા | ૨૩૫ | કુમ્બળા |
| ૧૫૧ | નાદાપુરમ રોડ | ૨૪૧ | કુરૂચીપના |
| ૧૫૫ | માહે (ફ્રેન્ચ) | ૨૪૫ | મન્જેશ્વરમ્ |
| ૧૬૧ | ટેલીચેરી | ૨૫૦ | ઉલ્લાન |
| ૧૬૪ | ધરમડમ્ | ૨૫૬ | મેંગલોર |
| ૧૬૬ | એડક્કાડ | | |

## જિલ્લાના વિભાગ

બ્રિટિશ મલબારને નવ તાલુકામાં વહેંચી નાખવામાં આવેલો છે. આ દરેક તાલુકાના વડા અમલદારને કલેક્ટર કહેવામાં આવે છે ને દરેક તાલુકાના વડા અમલદારને તહેસીલદાર કહેવામાં આવે છે. દરેક તાલુકાને ગામડામાં વહેંચી નાખવામાં આવેલો છે અને દરેક ગામડાના અમલદારને અધિકારી અથવા ગ્રામ મુનસીફ કહેવામાં આવે છે. જિલ્લાની સૌથી ઉત્તરે ચિરક્કલ તાલુકો આવેલો છે. તેનાથી નીચે કોટાયમ ને કુરૂમ્બ્રનાડ તાલુકાઓ આવેલા છે. આ બધે તાલુકાના એક ગ્રુપને ઉત્તર મલબાર કહેવામાં આવે છે. આ બધે તાલુકાના ત્રણ તહેસીલદારો છે અને તે ત્રણે તહેસીલદારના એક વડા અમલદાર છે તે સબ કલેક્ટર કહેવાય છે ને તેનું રહેઠાણ ટેલિચેરીમાં છે. કુરૂમ્બ્રનાડની પૂર્વ દિશાએ પશ્ચિમ ઘાટની બાજુમાં વાઈનાડ તાલુકો આવેલો છે. આ તાલુકો સમુદ્ર કિનારાથી ઘણે દૂર છે ને તે તાલુકા માટે એક ખાસ સબ કલેક્ટર છે.

કુરૂમ્બ્રનાડની દક્ષિણે કલીકટ તાલુકો છે ને સમુદ્ર કિનારા પર અને બધા તાલુકાઓની મધ્યમાં છે. જિલ્લાના વડા અમલદાર કલેક્ટર આ તાલુકાના મુખ્ય શહેર કલીકટમાં રહે છે. જીલ્લાનું મુખ્ય શહેર પણ કલીકટ જ છે. કલીકટ અને વાઈનાડ તાલુકાઓની દક્ષિણે એરનાડ નામનો વિસ્તીર્ણ તાલુકો છે. ૧૯૨૧ માં માપલા બંડ થયેલું તે આ તાલુકામાંથી ઉદ્‌ભવ પામેલું. એરનાડની દક્ષિણે વલ્લુવનાડ તાલુકો છે. વાઈનાડની જેમ તે તાલુકો પણ સમુદ્ર કિનારાથી થોડે દૂર છે. સૌથી વધારે વિસ્તારવાળા એરનાડ તાલુકા પછી વિસ્તારમાં બીજે નંબરે આ તાલુકો આવે છે. વલ્લુવનાડની દક્ષિણે પોનાની તાલુકો આવે છે. તે તાલુકામાં સમુદ્ર કિનારો ૬૦ માઈલ સુધી લાંબો છે. પોનાનીની પશ્ચિમે પાલઘાટ તાલુકો આવેલો છે. પોનાની અને પાલઘાટ તાલુકાના તહેસીલદારો ઉપર એક સબ કલેક્ટર છે.

આ સિવાય ૨ ચોરસ માઈલનો એક દક્ષિણે તાલુકો છે તેને બ્રિટિશ કોચીન કહે છે. તે પણ બ્રિટિશ મલબારના કલેક્ટરના હસ્તક છે. આ સિવાય ત્રાવણકોર રાજ્યમાં અન્જન્ગો અને ટેન્ગાશેરી નામના બે ગામડા છે તે તથા અરબી સમુદ્રમાં લક્ષ દ્વિપ આવેલો છે તે પણ બ્રિટિશ મલબારના કલેક્ટરની હકુમત નીચે છે.

## ખેતીવાડી

આ પ્રદેશની ભૂમિમાં જે ખેતીવાડી થાય છે તેને આપણે ત્રણ વિભાગમાં વહેંચી નાખશું. સૌથી પહેલા વિભાગમાં ધાન્યની ખેતી આવે છે. તેમાં મુખ્યત્વે ચોખાની નીપજ છે. ક્યાંક એક પાક તો ક્યાંક બે પાક

એમ આ ભૂમિ પાક આપે છે મોગા ભાગે બે જ પાક ની૮જે છે બે પાક આપે એવી પાચ નાખ એર્નના વિસ્તારની ભૂમિ છે તે કલીકટની ઉત્તરે ટેલીચેરી અને મના નોર વચ્ચેનો પ્રદેશ છે જ્યા ધાનની ખેતી થાય છે ધાનની એક વાર લાણી કરી લીધા પછી તેમા શાકભાજી વાવ વામા આવે છે આ પ્રકારની જ જમીનમા કેળ પણ રોપવામા આવે છે અને આદુની પણ ખેતી થાય છે એરનાડ તાલુકામા આદુ સૌથી સરસ અને પ્રમાણમા ઘણું થાય છે ત્યાની જમીન આદુની ખેતીને જ બરની છે

બીજા પ્રકારની ખેતીમા ચાર વસ્તુની બહુ મોટી ખેતી થાય છે અને આ ચાર વસ્તુને મલબારના લોક ચતુરભોગ કહે છે તે ચાર વસ્તુ નાળિએરી, સોપારી, ફણસ અને મરી છે આ ચતુરભોગ ઉપરાત આ પ્રકારની ખેતીમા આંબા, તાડ, આબલી, કેળ, નારંગી વિગેરેનો પણ સમાવેશ થાય છે,

નાળિએરી સમુદ્ર કિનારે અને ઘણુ કરીને રેતાળ પ્રદેશમા વિશેષ થાય છે પણ સોપારીને તો કાદવ અને પુષ્કળ પાણીવાળી જમીન જોઇએ છીએ સોપારીનુ લાકડુ મજબુત હોય છે અને એક એકરમા દર વરસે ૧ લાખ સોપારીની નીપજનો અંદાજ છે ફણસ માટે ચીકણી કાળી માટી જોઇએ ફણસના ફળ કાચા કે પાકા બેઉ તરેહનાને ખોરાક તરીકે ગરીબલોક ઉપયોગમા લે છે કેટલાક લોક ફણસમાથી રગ બનાવવાનુ સારુ જાણે છે મરીની જન્મભૂમિ આ મલબાર પ્રદેશ જ છે અસલના વખતમાં પણ પરદેશીઓ આ દેશ સાથે આ ચીજનો જ વેપાર કરવાને સ્થપા હતા મરીનીખેતીને ઓછામા ઓછો ૧૦૦ ઇચ વરસાદ જોઇએ જ મરીની ખેતી જાનેવારીથી માર્ચ સુધીમા થાય છે અને જૂન તથા જુલાઇ મહીનામા જો મરીના વેલને જોઇતુ પાણી ન મળે તો મરીના દાણા ઓછા થાય છે આ પ્રદેશના વિરક્કલ તાલુકામા મરી સૌથી વધારે થાય છે

ત્રીજા પ્રકારની ખેતીમા કોફી ચા અને રબરની ખેતીનો સમાવેશ થાય છે

કોફીની ખેતી વાઇનાડ તાલુકામા થાય છે કોફીની સૌથી પહેલી ખેતી ૧૮૩૦ ના અરસામા ઉત્તર વાઇનાડની માનન્તોડી હિલ પર કરવામા આવી એમ કહેવાય છે ૧૮૬૦ થી ૧૮૭૫ દરમ્યાનમા સમયના કોફીની ખેતી પૂર બહારમા ખીલી હતી પરતુ ત્યાર બાદ ઝાડના પાન્ડામા જીવાત લાગવાથી મોટો નાશ થવા લાગ્યો તેના રક્ષણ માટે ઘણા પ્રયોગ કરવામા આવ્યા છે પણ હજુ સુધી એ જીવાતનો નાશ થયો નથી આથી કોફીની ખેતી કરનારાઓનુ ધ્યાન સિંકોના (કવીનાઇનના ઝાડ) ની તરફ ખેચાણુ આ જ તાલુકાના નેરમપડી વિભાગમા ૧૮૬૮ ના અરસામા કેપ્ટન કોકસ નામના ગૃહસ્થે પહેલ પહેલુ સીકોનાનુ રોપ્યુ ૧૮૮૦ થી ૧૮૯૦ સુધી આ પ્રદેશના સિંકોનાની નીપજે પણ ઉચો દરજ્જો ભોગવ્યો પણ ત્યા સિલોન અને જાવાના સિંકોનાના ઝાડમાથી નીપજતુ કવીનૈન બહુ મોટા પ્રમાણમા હિંદમા ઠેલાયુ ને કવીનેનની બજાર તોડી નાખી અને તે સાથે આ પ્રદેશની સીકોનાની ખેતીને પણ બેસાડી દીધી

કોફી અને સીકોનાની ખેતીની અફળતથી ચાની ખેતીનું માથુ ઉચે આવ્યુ અને ચાની ખેતી બીલકુલ રોક ઘણા મોટા પ્રમાણમા થવા લાગી ૧૯૦૮ મા ૫૦૭૮ એકરમા ચાની ખેતી થતી હતી ને તે પૈકી ૨૨૮૩૪૨૬ રતલની હતી પરતુ આજ ઘણી વધી ગઈ છે ક્યારથી અને ચાની નિકાસ ઉપરથી ચાની ખેતીનો ખ્યાલ આવી શકશે.

રબરની ખેતી આ પ્રદેશમા ચાથી બીજે નબરે છે ચીરમ્બાડી વિભાગમા રબરના ઝાડ ઘણું મોટા પ્રમાણમા ઉગે છે ૧૮૮૯ના વરસ સુધી આ ઝાડોમાથી ઉપયોગી રસ નીપજે છે તેનો ખ્યાલ લોકોને નહોતો દક્ષિણ વાઇનાડ પ્રદેશમા વધુ સીરી પામેલા મૂર્ધા અને પૂતરમ શોભાના બગીચાઓમા મિ. રી ઇ એબોટ

Palmera Trees તાડનાં ઝાડમાંથી તાડી મેળવવા કૃત્ય.



Shipping & Landing of goods on the Calicut Port.
કલીકટ બંદર પર માલનો ચડ ઉતાર,

મલબાર પ્રદેશની રૂપરેખા
'મલબાર સમાચાર' ની પ્રથમ વાર્ષિક ભેટ )



The God of 'Guruvayur"
બ્રિટિશ મલબારમાં આવેલા 'ગુરૂવાયુર' ના વિષ્ણુ મંદિરમાંની
શ્રી વિષ્ણુની ભવ્ય મૂર્તિ

રાની તળેટીમાં મોટા મોટા પત્થરા પડ્યા છે તે ચેરમાન પિરૂમાલ રાજાના વખતના ગઢના પથરાઓ છે એમ કહેવાય છે. વળી સમ્રાટ મહારાજ ચેરમાન પીરમાલના વખતમા એક મોટું વહાણ અહીંઆથી અરબસ્થાન પ્રરાન વિગેરે જગોએ ગયું હતું.

**કોટાયમ**— ધરમડમથી પૂર્વમાં ૮ માઇલને અંતરે આવેલું છે. અસલના સુપ્રસિદ્ધ "કોટાયમ તમ્બુરાકનુંમાર નું રાજકુટુંબ અહીઆ વસતું હતું. અહીઆ હજુ પણ એક જુનો રાજમહેલ છે.

**બડગરા**— કુરૂમ્બનાડ તાલુકાનું મુખ્ય ગામ છે. તે વેપારનું એક મથક છે. આ પ્રદેશના બીજા સ્થળોએથી અહીંઆ આવવાને નહેરોના માર્ગ છે. નાળિએર અને કોપરાં અહીઆથી બહુ મોટા પ્રમાણમાં નિકાસ થાય છે. આ ગામમાં એક પુરાતન કિલ્લાનાં ખંડેર આવેલાં છે.

**કોટક્કલ**— બડગરાથી ૩ માઇલને અંતરે આવેલું છે તે ઇમારતી લાકડાના વેપારનું મથક છે.

**કોઇલાંડી**— આગળના વખતમાં તે એક મોટું શહેર હતું. અસલના વખતમાં અરબસ્તાન સાથેનો આવવા જવાનો વ્યવહાર આ સ્થળેથી ચાલતો હતો.

**પન્દલાયિની**— કોઇલાંડીની ઉત્તરે આવેલું છે તે એક ઘણું જુનું ને જાણીતું સ્થળ છે. અરબસ્તાનના વેપારીઓએ પોતાના વેપારનાં મથક તરીકે આ સ્થળને પસંદ કર્યું હતું.

**માનન્દવાડી**— વાઇનાડ તાલુકાનું મુખ્ય ગામ છે, તે કલીકટથી ૫૦ માઇલ છેટે આવેલું છે. સમુદ્રની સપાટીથી ૨૫૦૦ ફીટની ઉંચાઇએ આવેલું છે. તાલુકાના સબ કલેક્ટર અહીંઆ રહે છે. પહેલાના વખતમાં એક લશ્કરી છાવણી રહેતી.

**બલ્લુરકાવુ**— માનન્દવાડીથી ૨ માઇલને અંતરે આવેલું છે. ત્યાં એક દુર્ગા ક્ષેત્ર છે.

**પૂકોટ**— આ તાલુકાનું આ એક મનોહર ગામડું છે.

**તીરૂનેલી**— ગામમાં એક વિષ્ણુ મંદિર છે ને તે જાત્રાનું સ્થળ છે. આ સ્થળની જાત્રા કરવાથી સર્વે પાપ દૂર થાય છે એમ કેટલાકો માને છે. આ ગામમાં એક તળાવ આવેલું છે તેમાં સ્નાન કરવાનું ઘણું મહાત્મ્ય છે.

**વઇતીરી**— આ તાલુકાનું સૌથી દક્ષિણનું સ્થળ છે ત્યાં કાફીના ઘણા બગીચાઓ આવેલા છે. અંગ્રેજ બગીચાવાળાઓનું તે એક નિવાસ સ્થાન છે. કલીકટથી ૩૯ માઇલને અંતરે આવેલું છે.

**માહે**— જો કે બ્રિટિશ સરકારનું નથી પણ તે મલબાર પ્રદેશમાં આવેલું છે અને ફ્રેન્ચ સરકારનું સંસ્થાન છે. એનું ક્ષેત્રફલ ૫ ચોરસ માઇલનું છે. વસ્તી આશરે ૧૦૦૦૦ માણસની છે અને વડો અમલદાર એડમીનીસ્ટ્રેટીઅર કહેવાય છે. માહે નદી અરબી સમુદ્રને જ્યાં મળે છે તેની દક્ષિણ દિશામાં ટેકરી પણ આ સુંદર શહેર આવેલું છે. કોઇ જાતનો આયાત નિકાસનો વેપાર નથી. જે થોડો ઘણો થતો હોય તે ટેલીચેરી બંદર મારફત થાય છે.

**મેંગલોર**— દક્ષિણ કર્ણાટકનું વેપારનું મુખ્ય બંદર છે. ત્યાં નેત્રાવતી અને ગોરપુર નદીઓના સંગમ પણ નજીકમાં થાય છે. નેત્રાવતી નદી પર એક લોખંડનો નમુનેદાર પૂલ બાંધવામાં આવેલો છે. મેંગલોરની વસ્તી ૫૪૦૦૦ માણસની છે. કારવાર, હોનાવર અને ભાતકલ સાથે મેંગલોરનો વેપાર જોડાએલો છે. સાઉથ ઇંડિઅન રેલ્વે લાઇનનું તે એક બાજુનું છેલ્લું સ્ટેશન છે. અંદરના પ્રદેશમાં માલની લાવ જાવ માટે ખાડીના

જયમાર્ગ ઘણા સુગમતા ભરેલા છે. અહીઆ પોર્ટ ઓફીસર અને કસ્ટમ કલેક્ટર રહે છે. આસપાસની મરીની પેદાશ યૂરોપ નિકાસ થાય છે. મહીસુરની સરહદમાંથી આવતા ચંદનનાં લાકડાં, કાફી વિગેરે પણ યૂરોપ નિકાસ થાય છે. નળીઆં, ચોખા માછલીઓ, અને કાજુ સિલોન ગોવા અને ઇરાની અખાત તરફ નિકાસ થાય છે.

મેંગલોરના બંદરે આવાતનો વેપાર એટલો જાણુવા જોગ નથી. પણ લક્ષદ્વિપ અને આમીનદિવિ ટાપુનો વતનીઓ પોતાનો સીદરી, નાળિએર, વિગેરેનો માલ વેચવા માટે ઘણે ભાગે અહીઆ આવે છે.

## લક્ષદ્વિપ

આ પ્રદેશ સાથે લક્ષદ્વિપ નામના ટાપુઓ જોડાએલા છે તે દરિઆ કિનારાથી ૧૩૮ માઇલથી ૨૨૮ માઇલ સુધી દૂર પડેલા છે. આમાં ૧૪ ટાપુઓ છે. જેમાંના ૪ ટાપુમાં જ વસ્તી છે. બાકીના દશ ટાપુઓમાં માણસોની વસ્તી નથી. આ ટાપુઓ ઉત્તર દક્ષિણ થઇને એક ચંદ્રકળાની આકૃતિ માફક પડ્યા છે તેના પશ્ચિમ અને ઉત્તર પશ્ચિમના ભાગોમા કોરલ નામના ટેકરાઓ પડેલા છે. તે સમુદ્રની સપાટીથી ૩૦ ફીટથી વધારે ઉંચાઇના નથી. તે ટેકરાઓની વચ્ચે અને આ ટાપુઓના ઝુમખાની મધ્યમાં ઓછી ઉંડાઇનાં પાણી છે. આ ટાપુઓની અંદર નાળિએરી, ફણુસ, લીંબુ વિગેરેનાં ઝાડો ઘણાં છે. વસતી બધી મુસલમાનની છે તેઓ એ પ્રદેશની પેદાશ નાળિએર, કાથો વિગેરે કોચીન, કલીકટ, મેંગલોર વિગેરે સ્થળે લાવે છે ને ત્યાંથી ખપ પડતી ચીજો પોતાને ત્યાં લઇ જાય છે.

કલીકટથી ૨૪૩ માઇલના અંતરે દક્ષિણમાં મીનુકોય અને તેની સાથે વીરીન્ગીલ્લી નામનો નાનો ટાપુ આવેલો છે. આ ટાપુઓ પણ લક્ષદ્વિપ માંહેલા જ ગણાય પરંતુ ખરી રીતે અત્યારે માલદ્વીપમાં ગણવામાં આવે છે. આ ટાપુઓના નિવાસીઓ મહાલ નામની ભાષા બોલે છે.

## રામાયણ-મહાભારતનાં સંસ્મરણો

આ પ્રદેશના વાયનાડ તાલુકામાં પુતાડી અમશમમાંના પુલપલ્લી સ્થળે એક ડુંગર આવેલો છે તેને હાલમાં શશીમાલા કહે છે પરંતુ ખરી રીતે તેનું નામ શિશુમાલા છે. શિશુ શબ્દ ઉપરથી રામના બે પુત્રો લવ અને કુશનો બોધ થાય છે. આ ડુંગરની તળેટીમાં શ્રી વાલ્મિકી આશ્રમ હતું અને દશરથના અશ્વમેધ યજ્ઞનો અશ્વશ્રીસીતાના બે પુત્રોએ અહીંઆ બાંધ્યો હતો. ડુંગરની એક બાજુ એક ગુફા પણ છે જ્યાં વાલ્મિકી તપ કરવાને બેસતા હતા. શ્રી લક્ષ્મણે શ્રી સીતાને રથમાંથી જ્યા નીચે ઉતાર્યાં તે સ્થળ પણ હજુ બતાવવામાં આવે છે ને ત્યાં આગળ એક ઝુંપડું બાંધવામાં આવ્યું છે. જે સ્થળે યજ્ઞનો અશ્વ બાંધી રાખવામાં આવ્યો હતો તે સ્થળ પર ઘોડાના પગના દાબડાની નીશાની પણ છે આ સ્થળના લોક લવકુશને મુનિકુમારનમારના નામથી ઓળખે છે. ડુંગરથી ચાર માઇલના અંતર પર ભગવતીનું મદિર છે. તે શ્રી સીતાનાં સ્મરણાર્થ બંધાવેલું માનવામાં આવે છે. ભગવતીની પ્રતિમાને શીતાતીલ અમ્મા કહેવામાં આવે છે. નજીકમાં એક પાણીનું ઝરણુ છે. આ ઝરણુનું પાણી આગળ પીળા રંગનું હતું કારણ કે સીતા રોજ આ ઝરણમાં સ્નાન કરતાં એમ કહેવામાં આવે છે. હાલ તો ઝરણુનું જળ જલ જેવું જ છે.

આ પ્રદેશમાંના પશ્ચિમ ઘાટના ડુંગરામાં એક ડુંગરનું નામ બાણાસુર છે તે સમુદ્રની સપાટીથી ૬૭૬૨ ફીટ ઉંચો છે. મલબાર ગેઝેટીરમાં એમ જણાવ્યું છે કે આ ડુંગર પર એક રાક્ષસે એક મજબુત કિલો બાંધ્યો હતો. આ રાક્ષસ તે બાણાસરના નામનો બોધ કરે છે. બાણાસુરની પુત્રી શ્રીઉષા શ્રીકૃષ્ણના પૌત્ર અનિરૂદ્ધના

પ્યારમાં પડી હતી તે કથા વાચકોને સુવિદિત હશેજ. બાણાસુરે અનિરૂદ્ધને કેદ કર્યો ત્યારે શ્રીકૃષ્ણુ દ્વારકાથી યુદ્ધ કરવાને આવ્યા. જ્યારે બાણાસુરની સહાયતાર્થ શ્રી કઇલાસ પતિ પણ આવ્યા હતા. આ બન્ને જબરા ક્ષ કરૈઆનું યુદ્ધ થયું તેમાં હથિઆરો ખુટી પડયાં ત્યારે કઇલાસપતિએ શિવજ્વર નામનો તાવ ઉત્પન્ન કરી કૃષ્ણુના સૈન્યને ત્રાસ આપવા માંડયો હતો. બદલામાં શ્રી કૃષ્ણે વિષ્ણુ જ્વર ઉત્પન્ન કર્યો અને શિવજ્વરને નસા ડયો. શિવ જ્વર ઉનીઓ તાવ હતો અને વિષ્ણુ જ્વર ટાઢીઓ તાવ હતો આ બન્ને તાવ હજુ સુધી વાશફર ની આ તાલુકામાં પ્રવર્તે છે. તેથી લોકની એ માન્યતા સુદઢ થાય છે કે મહાદેવ ને કૃષ્ણુના યુદ્ધ સમયના આ જ્વર હજુ અસ્તિત્વમાં રહી ગયા છે. વૈદકીય તપાસ આ માન્યતાને ટેકો આપતી નથી અને તે આ સ્થળની ભેજવાળી હવાને લીધે મેલેરીઆ વિગેરે તાવ ઉત્પન્ન થાય છે એમ જણાવે છે.

ગમે તેમ હો પણ ડુંગરની તળેટીમાં હજુ કરબા ષેશ્વરીનું મંદિર છે. ને ત્યાં રોજ પુજા થાય છે. દરવ રસે એક મોટો મેળો ભરાય છે અને મુન્નુટન કોમનો એક ચોકસ માણુસ શિકારીનો પોશાક પહેરી માલાકરી એટલે પર્વતનો રક્ષક એવું નામ ધારણ કરી આવે છે ને તે આ મેળા પ્રસગે અગત્યનો પાઠ ભજવે છે. આ સ્થળથી આઠ માઇલ દૂર એક મકુવન્નૂર ગામડું છે. આ સ્થળે યુદ્ધવેળા શિવજીનું ત્રિશૂલ આવી પડયું હતું એમ કહેવાય છે. ગામડાંનાં નામનો અર્થ પણ એવોજ થાય છે.

આ વૃતાંત ઉપરથી આ બન્ને સ્થળો રામાયણ મહાભારત વખતનાં પ્રસિદ્ધ સ્થળો હોય એમ માનવાના કારણુ મળી આવે છે.

## લોકસમાજ.

આ પ્રદેશનું તાલુકવાર વસ્તીપત્રક આ પ્રકરણુની શરૂઆતમાં દેવામાં આવ્યુ છે તે ઉપરથી કયા તાલુકામાં કયા ધર્મનાં કેટલાં માણુસો વસે છે તે જોઇ શકાશે. પ્રદેશની કુલ વસ્તી ૩૦૯૮૮૭૧ માણુસોની છે તેમાં કુલે ભણેલો ૩૯૩૦૨૦ ની સંખ્યા છે તેમાં પુરૂષો ૩૧૫૦૫૨ છે અને ૭૭૯૬૮ સ્ત્રીઓ છે.

આ પ્રદેશમાં હિન્દુઓની સંખ્યા ઘણી મોટી છે અને તેમાં ખાસ અગત્યતા ધરાવનારી કોમ નાયરકોમની જનસંખ્યા ૪૪૭૬૩૪ ની છે અને તીયા લોકની જન સંખ્યા ૬૭૪૮૫૨ ની છે.

પ્રદેશની સમગ્ર પ્રજામાં ૨૦ થી ૩૦ વરસની ઉમ્મર ની ૨૫૧૭૨ સ્ત્રીઓ કુંવારી છે. અને ૬૦ વરસ ઉપરની ઉમ્મરની ૬૩૩ સ્ત્રીઓ કુંવારી છે તેમાં હિન્દુ ૩૯૬ મુસલમાન ૧૮૪ અને ખ્રિસ્તિ ૫૩ છે. સમાજમાં નીચે પ્રમાણે બાળ વિધવાનું પ્રમાણુ છે.

| | | |
|---|---|---|
| ૫ થી ૧૦ વરસની | ૧૫ | વિધવાઓ |
| ૧૦ થી ૧૫ વરસની | ૭૩૪ | ,, |
| ૧૫ થી ૨૦ વરસની | ૭૧૧૮ | ,, |

લોકોનો મુખ્ય ઉદ્યોગ ખેતીવાડીનો છે. તેમા મુખ્ય નાળિએરીની ખેતી છે. બાદમાં ધાન, મરી, ચા અને રબરનો ક્રમ આવે છે. પ્રદેશમાં મુખ્ય મુખ્ય ભાષા બો લનારાઓની સંખ્યા નીચે આપવામાં આવે છે.

| | | | |
|---|---|---|---|
| મલયાળમ્ ભાષા | બોલનારોની | સંખ્યા | ૨૯૩૪૯૮૨ |
| તામિળ | ,, | ,, | ૧૧૦૮૮૨ |
| મરાઠી | ,, | ,, | ૩૮૧૦ |
| હિન્દુસ્તાની | ,, | ,, | ૪૭૬૧ |
| કર્ણાટક | ,, | ,, | ૧૨૪૪૭ |
| તેલુગુ | ,, | ,, | ૧૭૮૮૦ |

| | | | |
|---|---|---|---|
| ગુજરાતી | ,, | ,, | ૧૦૪૧ |
| હિંદિ | ,, | ,, | ૬૬ |
| સંસ્કૃત. | ,, | ,, | ૧૪ |
| ઈગ્લીશ | ,, | ,, | ૩૬૮ |
| કોંકણી | ,, | ,, | ૧૪૭૯ |
| મહાલ | ,, | ,, | ૧૪૭૪ |
| તુલુ | ,, | ,, | ૯૯૬ |
| બગાલી | ,, | ,, | ૧૪૬ |
| કુર્ગી | ,, | ,, | ૧૩ |
| ફારસી | ,, | ,, | ૧૯ |
| અરબી | ,, | ,, | ૩૨૧ |
| સિંહલી | ,, | ,, | ૫૪ |
| પોર્તુગીઝ | ,, | ,, | ૬૦૦ |

—:0:—

## હુન્નર ઉદ્યોગ.

આ પ્રદેશમાં મછવા, હોડકાં, બોટ બનાવવાનો ઉદ્યોગ ઘણો સારો છે. એ ઉદ્યાગને બરનું લાકડું પણ પુષ્કળ પ્રમાણમાં આ પ્રદેશનાં જંગલોમાં છે. મેંગલોર તરફ ખેરનાં ઝાડનાં જંગલો છે તેમાંથી કાથો (પાનમાં ખાવાનો) મેળવવાનો ઉદ્યોગ પણ સારો ચાલે છે કાજુને શેકી ફોલી ખાવાને યોગ્ય બનાવવાનું કામકાજ પણ સારા પ્રમાણમાં ચાલે છે. આ ઉપરાંત જેને આપણા કાઠી આવાડ ગુજરાતમાં વિલાયતી નળીઆં કહેવામાં આવે છે તેનાં કારખાનાં આ પ્રદેશમાં ધમધોકાર ચાલે છે. બીજા કેટલાક ઉદ્યોગ ભવનોને કારખાનાં આ પ્રદેશમાં આવેલાં છે તેનું એક લીસ્ટ મદ્રાસ સરકારના ૧૯૨૧ ની સાલના સેનસસ રિપોર્ટના આધારે નીચે આપવામાં આવે છે.

ચાના બગીચા ૨૬, ચાના કારખાનાં ૧૪, કોફીન બગીચા ૧૩, મરીના બગીચા ૧૫, રબરના બગીચ અને કારખાના ૧૩, કાપડ વણાટના કારખાનાં ૫૮ કાથા (સીદરી દોરડાં) ના કારખાનાં ૧૬, કાબલો સમાર નારાં ખાતાં ૧૮, સુતારી કામનાં કારખાનાં ૨, લાકડાં વેરવાના કારખાના ૫, લાકડાનાં ગોદામો ૬, ઇજનેરી કામની વર્કશોપ ૩, ઈંટો અને નળીઆં બનાવવાનાં કારખાનાં ૨૪, તેલની મીલો ૭ સાબુ અને મીણબતી બનાવવાનુ કારખાનુ ૧, ઔષધીઓ અને રસાયનિક દ્રવ્યો બનાવવાનું કારખાનું ૧, માછલીનાં ખાતર તઇયાર કરનારાં અને માછલીનું તેલ બનાવનારાં કારખાનાં ૧૬, કોફીને સુધારવાનાં કારખાનાં ૫, સુંઠ સાફ કરવાનું કારખાનું ૧, માછલીનો ઉદ્યોગ કરનારાં કારખાનાં ૩૦, શરાબનું કારખાનું ૧, તમાકુના ઉદ્યોગના ઠેકાણાં ૧૪ વિગેરે ઉદ્યોગ ભવનો છે.

## વેપાર

આ પ્રદેશના વેપારનો ખરો ખ્યાલ આપવા માટે આ પ્રદેશના દરિઆ કિનારા પરનાં બંદરો, અલેપી, કોચીન, કલીકટ, પોન્નાની, બડગરા, ટેલીચેરી, કાનાનોર અને મેંગ્લોર વિગેરે સ્થળેથી થએલી નિકાસ અને આયાતના વસ્તુવાર કીંમતના આંકડા નીચે આપવામાં આવે છે. આ આંકડા કોચીન ચેમ્બર ઓફ કોમર્સના ૧૯૨૪-૨૫ ના વર્ષના રિપોર્ટ ઉપરથી લેવામાં આવ્યા છે.

તારીખ ૧લી જુલાઇ સન ૧૯૨૪થી તારીખ ૩૦ મી જુન ૧૯૨૫ દરમ્યાન પુરા થએલા વર્ષમાં કિનારા પરનાં બંદરોએથી નિકાસ થએલી વસ્તુઓ અને તેની કીંમત નીચે પ્રમાણે છે.

નાના જમાઇ શાહ શાન્તિદાસ નારાણજીને નીમ્યા છે એ ખાતાને લગતા જે ધારા ધોરણ બાધ્યા છે તે અનુસાર તેમને કામ ચલાવવાનુ છે ભાઇ દેવશી મુળચંદ ને કમ્પનીની મદ્રાસ ની વખારે ર૯થે ૧૦ વરસ થયા પ્રથમ શ્રી નારાયણજી ભાઇના હાથે નીચે નાના પગારે કામ કરતા કામ સંતોષકારક કરતા કરતા વધીને તેઓ મેનેજરના ગ્રેડે ચઢ્યા છે છેટને તેમને ૧૫૦૦ રૂપિઆ પગાર અને ટકા ૫ ચોખ્ખા નફામાથી કમીશનના મળતા પણ હાલ ત્રણ વરસ થયા ત્યાની પેઢીમા તેઓ ભાગીદાર બન્યા છે એસિસ્ટન્ટ મેનેજર શાહ શાન્તિદાસ નારાયણજી એ વરસ કલીકોટ ખાતે હોલ સેલ્સ ડિપાર્ટમેન્ટમા પગારદાર હતા હાલ દશ વરસ થયા મદ્રાસ ની પેઢીમા છે. કામકાજ સંતોષકારક થતુ રહેવાથી પગારમા વધારો થતો રહેતો અને બોનસ પણ મળતુ ને હાલ ત્રણ વરસ થયા એઓ પણ મદ્રાસની પેઢીમા ભાગીદાર બન્યા છે

(૮) મુબઇની વખારના મેનેજર હાલ ભાઇ રતનશી દામજી ગાધી છે મુબઇની પેઢી ખુલી ત્યારે શરૂઆતથીજ તેઓ સીધવા બેઠેલા પણ પોતાની પ્રમાણિકતાથી વધીને હાલ તેઓ રૂપિઆ ૨૪૦૦ ચોવીશનો વાર્ષિક પગાર મેળવે છે

એ રીતે શેઠ નાગજી પુરૂષોત્તમની કમ્પનીનો સક્ષિપ્ત ઇતિહાસ છે કમ્પનીના મુખ્ય છ ભાગીદારોમાથી શ્રી ભગવાનજી ધરમસિહ રોડ્ડળીઆ વૃદ્ધાવસ્થાના કારણે ઇચ્છાપૂર્વક સં ૧૯૭૭ના આશ્વિન વદ ०)) ના કમ્પનીમાથી છુટા થઇ સ્વદેશ જઇ રહ્યા હાલ તેઓ કાળધર્મને પામ્યા ને બે વરસ થયા છે. કમ્પનીના બીજા ભાગીદાર અને શ્રી પુરૂષોત્તમ ભાઇના વચેટ પુત્ર શ્રી કરશનજી ભાઇનો પણ સં ૧૯૭૮ ના જ્યેષ્ઠ માસમા દેહવિલય થયો ને કમ્પનીને આ બે રત્નોની ખોટ પડી

આ પ્રમાણે આ કમ્પનીનો ઇતિહાસ અને કમ્પનીના મુખ્ય મુખ્ય અંગોનો આપણને પરિચય થયો હવે આ કમ્પનીની કેટલીક સખાવતોની નોધ લઇએ

જાહેર ધર્માદા ખાતા જેવા કે સદાવ્રત, કાગા, ચીચ, ધર્માદા વિગેરેમા કમ્પનીને વાર્ષિક ७ હજાર અસપાસનું ખરચ થાય છે તે ઉપરાત કલીકટ, કચ્છના ૯ નમા, મદ્રાસ, મુબઇ વિગેરે સ્થળ કેળવણી ખાતે વાર્ષિક રૂપિઆ ૧૨૦૦નુ ખરચ તો જરૂર આ હશે શ્રી કરશનજી ભાઇ સ્વર્ગસ્થ થયા બાદ દેશ કન્યાશાળા, જૈન પાઠશાળા, ફ્રી લાયબ્રેરી પરબો વિગેરે સખાવતી ખાતાઓ ખોલનામા તેના વારસીક ખરચનો આકડો દશ હજાર નહી હોય ઉપરાત પાજરાપોળ વિગેરે છે તે જુદુ સાધુચરિત દેશના મહાન નેતાજીએ ઉપસ્થિત કરેલા તિલક સ્વરાજ્ય એ રૂપિઆ દશ હજાર કચ્છમા ખા હારના વિષયમા રચનાત્મક કાર્ય કર છે કચ્છમા પર્યુષણામા રાજ્ય તરફથી ૧૫ દિવસ પળાવવામા આવે છે તથા તરફથી પળાય છે તે બાબતનો લાખનો થએલો તેમા દશ હજાર કોરી ભાઇના માતાજીના નામે અપાયેલી છે દુષ્કાળ, અતિવૃષ્ટિ આદિ સકટ નિવારણ કોમા ૫૦૦ થી ૨૫૦૦ સુધીની ઘણી ઘણી અપાએલી છે તે સર્વેનો હિસાબ આ દાનશીલના ચોપડામાથી આપણને મળે તો તેનો એક ઘણો આકડો થવા જાય- આટલી વિગત તો પ્રયાસ કરી મળી છે પરતુ તે ઉપરાત શ્રી પુરૂષોતમભાઇ, શ્રી નાગજીભાઇ, શ્રીયુત નારાયણજીભાઇ, શ્રી માણેકલાલભાઇ વિગેરે પુરૂષો જે પોતાની ખાસની છુપી સખાવતો કરે છે તે તો ક્યાથીજ નોધી શકાય ?

છેવટમા એ પણ ઉમેરી દેવુ જોઇએ કે શ્રીમતો બહુધા સાહિત્ય વિલાસી નથી હોતા પણ આ શ્રી નાગ

શેઠ મુળજી જેઠા Late Sheth Mooljee Jaitha
The Millionaire & the Proprietor of Messrs Mooljee Jaitha & Co



Late Sheth Sundardas Mooljee Jaitha
Son of of Sheth Mooljee Jaitha

જી પ્રૂશોતમની કમ્પની તે સામાન્ય નિયમમાં અપવાદ રૂપ છે. એ કમ્પની કંઇ નહિંતો સામયિક, દૈનિક, સાપ્તાહિક, માસિક, ત્રૈમાસિક પત્રો અને સારાં સારાં પુસ્તકાદિક સાહિત્યમાં બસો રૂપિઆ વરસ દહાડે તો ખરચતી હશે જ. શ્રીકૃષ્ણ કહે છે તેમ યોગથી ભ્રષ્ટ થએલા મહાત્માઓ જ આવાં કુળમાં આવે છે. બરાબર છે ને?



## શ્રીમાન શેઠ મૂળજી જેઠાની કમ્પની નો સંક્ષિપ્ત પરિચય.

શેઠ મૂળજી જેઠા કમ્પનીનું નામ આપણા દેશમાં ઘણું મશહુર છે. તે ઉપરાંત વિલાયતમાં પણ માન્ચેસ્ટરના મીલવાળાઓ મૂળજી જેઠાનું નામ વારંવાર સાંભળતાં હેરત પામી કહે છે કે આ તે મૂળજી જેઠા કોણ?

આ મલબાર પ્રદેશ સાથે પણ એ જગમશહુર પેઢીના વેપારનો ઘાટો સંબંધ છે. એ સમૃદ્ધિશાળી વેપારી સંસ્થાનો ઉદયકાળ મલબાર સાથેના વેપારથી જ થએલો ને આજે પણ એની સમૃદ્ધિમાં મલબારનો વેપાર અગ્રસ્થાને છે.

શેઠ મુળજી જેઠા કમ્પનીના આદિ પુરૂષ શ્રી મુળજી શેઠનો જન્મ કાઠીઆવાડનાં પ્રસિદ્ધ શહેર જામનગરમાં થયો હતો. જામનગરમાં તેમણે ગામઠી નિશાળમાં પ્રાથમિક શિક્ષણ લીધેલું નાની વયથીજ થોડી મૂડી સાથે તેઓ જામનગરથી મુંબઇ આવી વસ્યા. મુંબઇમાં તેમણે પોતાનો વેપાર બહુ સંકડામણથી શરૂ કર્યો ને એ વેપાર દરમ્યાન જ એમણે મલબારનાં વ્યાપારિક પાટનગર કોચીનમાં પોતાના વતી અંગરવાળા ઠકર જીવણદાસ નેણસીને મોકલેલા.

આ વખતે કોચીનમાં ભાટીઆ ગૃહસ્થ શેઠ શ્રીકૃ મુરલીધર એક મોટા વેપારી હતા. તેઓ નગર શેઠ કહેવાતા હતા. તેમને ત્યાં આડતમાં રહી જીવણદાસ ભાઇએ મુળજી જેઠા કમ્પનીના નામે કાથા (સીંદરી) નો વેપાર શરૂ કર્યો. અત્યારે તો આ કમ્પની રૂ, સુતર, કાપડ, તેલ વિગેરે વિગેરે ચીજોનો વેપાર કરે છે પણ એ કંપનીનો મુળ વેપાર તો કાથો જ. આજે પણ મુંબઇના ઘણા જુના શેઠીઆઓ શેઠ મૂળજી જેઠા ને મૂળજી જેઠા કાથાવાળાને નામે ઓળખે છે. કાથાબજારમાં એ પુરાણી દુકાન હજુ પણ મોજુદ છે.

શેઠ મુળજી જેઠા કમ્પનીનો કારભાર આ મલબાર પ્રદેશમાં ૯૦ વરસથી વધારે વરસ થયાં ચાલતો હોવાનું માનવાને કારણ છે. કારણ કે એ પેઢીના એક મુનીમ શ્રીયુત્ કરસનદાસ પદમશી કહે છે કે સંવત્ ૧૯૦૦ ના વરસના આ પેઢીના ચોપડા તો એમણે જોયા છે. એટલે આજ ૮૩ વરસ તો એ સાલના ચોપડાને થયા અને શ્રીયુત્ કરશનદાસ ભાઇની પહેલાં ત્રણ મુનીમ આવી ગયા હતા.

શેઠ શ્રીકૃ મુરલીધરની આડતમાં વહીવટ ચાલતાં કમ્પનીને ઘણો સારો નફો થયો એટલે પછી કોચીન અલેપી કલીકટ વિગેરે સ્થળોએ સ્વતંત્ર પેઢીઓ ખોલવામાં આવી ને વેપાર સારી રીતે જામ્યો. મલબારના વેપારથી ચડતી થતી ગઇ તેમ મુંબઇ ખાતેના વેપારમાં પણ વધારો થતો ગયો ને રૂના વેપારમાંથી સુતરના વેપારમાં અને સુતરના વેપારમાંથી કાપડના વેપારમાં વહીવટ આગળ વધ્યો. કાઠીઆવાડનાં કેટલાંક શહેરોમાં રૂના જીનપ્રેસો સ્થાપવામાં આવ્યાં. જિનિંગ ફેકટરીઓ અને પ્રેસોનાં કામકાજ ધમધોકાર ચાલ્યાં અને આમદાનીમાં બરકત વધતી ચાલી. તે એટલે સુધી કે મુંબઇ અને દૂર દૂરનાં યોગ્ય વ્યાપારિક કેન્દ્રોમાં જીન પ્રેસો અને મોટા પાયા પર સ્પીનિંગ એન્ડ વીવીંગ મિલ્સ સ્થાપવામાં આવી. આખરે મુંબઇની મધ્યમાં એક વિશાળ કાપડ મારકીટ બાંધવામાં આવી જે આજે



Srijut Goverdhandas Sundardas
Grandson of Sheth Mooljee Jaitha
શેઠ મૂળજી જેઠાના પૌત્ર શ્રીયુત ગોવર્ધનદાસ સુંદરદાસ



Srijut Chaturbhuj Goverdhandas
( Present heir of Mooljee Jaitha )
શેઠ મૂળજી જેઠાના પ્રપૌત્ર શ્રીયુત ચતુર્ભુજ ગોવર્ધનદાસ

શ્રી ત્રિવેન્દ્રમમાં પણ એમની ધર્મશાળા છે. જેનું ચિત્ર આગળ ઉપર આપવામાં આવ્યું છે.

મુંબઇમાં આ પ્રતાપી પુરૂષે શ્રી દ્વારકાનાથજીનું વિષ્ણુ મંદિર બંધાવ્યું છે- મુળજી જેઠા કાપડ મારકીટ એ આ મહાન્ નરની ચીર યાદ છે.

મૂળજી શેઠનો સ્વર્ગવાસ સં ૧૯૪૫ માં શ્રાવણ સુદ ૩ ના દિવસે ૮૨ વર્ષની ઉમ્મરે થયો. એ પ્રતાપી પુરૂષે અઢળક દ્રવ્ય મેળવ્યું ને આજે પણ એ દૈવી સંપત્તિ એમના વારસો પાસે સ્થિર છે.

મૂળજી શેઠના પૌત્ર ધરમસી શેઠે પોતાની ૨૨ વર્ષની નાની ઉમ્મરમાં વહીવટનો સર્વે બોજો ઉપાડી લીધેલ. તેમણે વેપાર દ્વારા મુળજી શેઠની દોલતમાં પોતાના ફક્ત દશ વર્ષના ટુંક સમયના કારભારમાં ઘણોજ સારો વધારો કર્યો અને ૩૩ વરસની ભર યુવાન વયમાં સ્વર્ગવાસ પામ્યા.

મોટા ભાઇના સ્વર્ગવાસથી 'કમ્પનીના વહીવટનો બોજો શેઠ ગોવર્ધનદાસ ઉપર આવ્યો તે સાથે મુંબઇનાં ભાટીઆ મહાજનનું શેઠ પદ પણ તેમને સ્વીકારવું પડ્યું. આ સમયે પરદેશ ગમનનો સવાલ એટલો તો જોસભેર ચર્ચાયો હતો કે તેમાં થોડા વખત સુધી ગોવર્ધનદાસ શેઠને ઘણી તકલીફ લેવી પડી અને કમ ભાગ્યે ફક્ત ૨૮ વરસની નાની વયે તેઓ પરલોક સીધાવ્યા-

શેઠે મૂળજી જેઠા એક પ્રતાપી પુરૂષ હતા. સુંદરદાસ શેઠ હિમ્મતબાજ હતા. ધરમસી શેઠે વ્યાપારને ફળાવ્યો અને ગોવર્ધનદાસ શેઠે પ્રતાપી દાદાનાં વ્યાપાર ક્ષેત્રમાં પ્રભાવ ને તેજ પૂર્યાં.

સ્વ. શેઠ સુંદરદાસના જ્યેષ્ઠ પુત્ર સ્વ. શેઠ ધરમસી શેઠના સુપુત્ર શ્રીયુત્ કરશનદાસ ધરમસી હાલે કરશનદાસ મૂળજી જેઠાના નામે વહીવટ ચલાવે છે અને સ્વ૦ શેઠ સુંદરદાસના નાના પુત્ર સ્વ૦ શેઠ ગોવર્ધનદાસ શેઠના સુપુત્ર શ્રીયુત્ ચતુર્ભૂજ ગોવર્ધનદાસ મુળજી જેઠા કમ્પનીના નામે વહીવટ ચલાવે છે-

શ્રીયુત્ શેઠ કરશનદાસ ધરમસીને એક પુત્ર છે તેનું નામ ચી. ચંદ્રકુમાર છે. આ ગર્ભ શ્રીમંત બાળક હજુ કીશોર અવસ્થામાં છે પરંતુ તેની કાન્તિ અને ઉગમણ એમના વડવા પૂન્યશાળી મુળજી શેઠને યાદ દેવડાવે તેવી છે.

સ્વ૦ શેઠ ગોવર્ધનદાસ સુંદરદાસના નામની એક આલીશાન ઓરપીટલ મુંબઇમાં એ પ્રતાપી વંશવેલાનું બીજું ચીર સ્મરણ છે. એમાં લાખો રૂપિઆની બાદશાહી સખાવત થઇ છે.

ચી૦ ચંદ્રકુમાર સુધી મુળજી શેઠની પાંચ પેઢી થાય છે. જગતમાં આટલી લાંબી મુદ્દત સુધી સંપત્તિ ક્યાંયે સ્થિર રહી હોય તો તેનું આ એક જ્વલન્ત દ્રષ્ટાંત છે.

શેઠ ગોવર્ધનદાસ સુંદરદાસના સ્વર્ગવાસ પછી શેઠ મુળજી જેઠા કમ્પનીનો સર્વ વહીવટ સુચારૂ રીતથી સંચાલિત થવામાં શ્રીયુત્ શેઠ લાલજી નારાયણજીના અતુલ પરિશ્રમનો હિસ્સો અગ્ર ભાગે છે એ પણ ભૂલવું જોઇતું નથી.

શેઠ મુળજી જેઠા કમ્પનીના મુનીમો જેઓ કોચીનમાં અત્યાર સુધી આવી ગયા છે તેની નામાવલી આ પ્રમાણે છે-

| | | |
|---|---|---|
| ૧. ઠક્કર જીવણદાસ નેણશી | જ્ઞાતે | ભાટીઆ |
| ૨. ઠક્કર કેશવજી રાઘવજી | ,, | લોહાણા |
| ૩. ઠક્કર વીરજી કાનજી | ,, | ભાટીઆ |
| ૪. ઠક્કર કરશનદાસ પદમશી | ,, | ,, |
| ૫. ઠક્કર જીવરાજ ટોપણ | ,, | ,, |
| ૬. પાઠક રામજી કુંવરજી | ,, | બ્રાહ્મણ |
| ૭. શ્રીયુત્ એચ. એચ. આગર | ,, | બ્રાહ્મણ મદ્રાસી |
| ૮. ઠક્કર જેરામ વિ. જીવરાજ ટોપણ | ,, | ભાટીઆ |

શ્રીયુત્ જે મ વિ ઝવેરાજ ર। પેઢીના હાલના મુનીમ છે મિ અય્યર ઘણા દ્રા વખત માટે અહીંઆ આવેલા લાગ પહે ના શ્રી રામજી ...જી પાઠક જેઓ થોડા વખત થયા સ્વર્ગવાસ પામ્યા છે તેમણે કોચીનમા વસતા ગુજરાતી ભાઇઓના લાભાર્થે અનેક સાર્વજનિક ખાતાઓ ખીલવ્યા હતા કોચીનની ગુજરાતી વિદ્યાલય નુ ભવ્ય મકાન એમના પરિશ્રમનો આભારી છે તેઓ કેળવણી ખાતાના પ્રમુખ પદે ઘણા લાંબા વખત સુધી રહ્યા હતા વિદ્યાલયના બાંધકામમા શેઠ મુળજી જેઠા કમ્પનીના વતી શેઠ ગોવર્ધનદાસ સુંદરદાસના નામે રૂપિઆ દશ હજાર અર્પ્યા છે

શેઠ મુળજી જેઠા, લાર પેઢીના એમના વારસો અને એમના વહીવટ સભાળનાર દક્ષ પુરુષોએ જે જે સખાવતો કરી છે તેનો એક સવિસ્તર વૃતાન્ત સાહિત્યમા આલેખાવાની ઘણી આવશ્યકતા છે અહીંઆ તો અમને ઉપલક ઉપરથી જે થોડી ઘણી બાતમી મળી તે આ લેખી છે ...ધ ન હોવા છતા આટલુ વૃતાંત રજુ થયુ તેનાથી સતોષ પામી જનસમાજ અમને કૃતાર્થ કરશે

## શેઠ મૂળજી જેઠાનું વંશવૃક્ષ




## શ્રીયુત પી ડી આશરના
### જીવન પ્રસંગની
## છુટી છવાઇ નોંધ

મદ્રાસ ઇલાકાના આ મલબાર જીલ્લા ઉપરાંત લગભગ જ કોઇમ્બતુર જીલ્લો એમા તિરૂપુર શહેરના વેપારનું મોટું મથક છે ત્યા આપણા ગુજરાતી બન્ધુઓની ઘણી મોટી વસાહત છે મદુરા ત્રિચીનાપલ્લી ડીંડીગલ અને આ વિગેરે શહેરોમા જે મોટા પ્રમાણમા ગુજરાતીઓ વસે છે તેમના જેઓ સ્થાયી છે તેમનો આ કોઇમ્બતુર જીલ્લાના ઇરોડ પાલઘાટ તીરૂપુર વિગેરે શહેરોમા વસતા સ્થાયી ગુજરાતીઓ સાથે વેપારમા ગાઢો સંબંધ છે તેમ સગાઇ સગપણમા પણ ઘણો સબંધ છે એટલે સર્વે સ્થળના કુટુંબો ઓતપ્રોત થઇ રહ્યા છે

તિરૂપુરમા મેસર્સ પી ડી આશરની કુંપનીના નામથી રૂના વેપારની આપણી નામાંકિત વખાર છે તે પેઢીના માલીક શ્રીયુત પુરુષોતમ દામોદર આશર નામના ભાટીઆ ગૃહસ્થ છે તેઓ ઘણા કેળવાયેલા, તામિલ પ્રજા સાથે ઘણા વિશેષ પરિચયમા આવેલા અને ઘણે ભાગે યુરોપિયન લોકો સાથેના વ્યાપારિક સંબંધથી પી ડી આશર એવા ટુંકા નામથી ઘણા પ્રસિદ્ધ થયા છે તેથી એમના જીવનના કેટલાક પ્રસંગોની ટુંકી છુટક નોંધ અહીંઆ રજુ કરતા આપણે તેમને શ્રી પી ડી આશરના નામથીજ સબોધીશુ

શ્રી પી ડી આશરનો જન્મ ૧૮૮૭ ના નવેમ્બર માસની ૧૨મી તારીખના થએલો એક વર્ષની ઉમ્મર ના થયા ત્યા તો એમના માતુશ્રીનો સ્વર્ગવાસ થયો તેથી દશ વર્ષની ઉમ્મર થતા સુધી કોકણ પ્રાન્તના વેંગુર્લા બંદર મોસાળમા તેઓ રહ્યા ત્યા તેમણે પ્રાથમિક મરાઠી ભાષાનુ શિક્ષણ લઇ પછી તેઓ પિતા પાસે પોકુ ગયા અને બાદમા વડીલ બધુ પાસે આવી અગ્રેજી કેળવણી લીધી ૧૯૦૬મા મુંબઇમા સેઇન્ટ ઝેવીઅર્સ હાઇસ્કૂલમાં

શ્રી. એનિ બિસેન્ટની હોમરૂલ ચળવળમાં તેઓ પ્રથમથીજ જોડાયા હતા. વેપાર ધમધોકાર ચાલતો હતો અને શ્રી વૃદ્ધિ પણ સારી રીતે થતી જતી હતી એટલે એમણે વેપાર સાથે દેશસેવા અને જાહેર કાર્યને પણ હાથમાંજ રાખ્યાં. એકવાર તેમણે આખા દક્ષિણ હિન્દુસ્થાનનાં દરેક નાનાં મોટાં શહેરોમાં પ્રવાસ કરી લોકોને રાજકીય વિષયનું જ્ઞાન આપવાને હારોહાર ભાષણો આપવાનો પરિશ્રમ વેઠયો.

પોતાના વેપારની શાખાઓ ૧૯૨૦ માં ઘણી જગોએ ખોલવામાં આવી અને વેપારનું કામ વધતાં જ્યાં ત્યાં નો વહીવટ ભાગીદારોને સુપરત કર્યો અને પોતે તો જાહેર કાર્યમાંજ ઘણો ખરો વખત ગાળવા લાગ્યા.

મદ્રાસની ધારાસભામાં બિરાજવાને તેઓ ઉમેદવાર તરીકે ખડા થયા પરંતુ તેટલામાં જ રાષ્ટ્રીય મહાસભાના સરકાર સાથેના અસહકારના આદેશાનુસાર તેમણે પોતાની ઉમેદવારી પાછી ખેંચી લીધી. સારા મદ્રાસ ઇલાકામાં રાષ્ટ્રીય મહાસભાના ઠરાવને અનુસરનારાઓમાં તેઓ સૌથી પહેલા હતા,

પછી મહાત્મા ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમ ને વ્યવહાર રૂપ આપવાની પ્રવૃતિમાં તેઓ રોકાયા. રાષ્ટ્રીય મહાસભાની ખાસ સમિતિમાં તેઓ સભ્ય નીમાયા છે. એટલુંજ નહીં પણ રાષ્ટ્રીય મહાસભા સમિતિની વિષય વિચારિણી સમિતિના સભ્ય તરીકે પણ તેઓ ચુંટાયા છે. મદ્રાસ રાજનૈતિક પ્રાંતિક પરિષદ તીરૂપુરમાં ભરવાની ખાગતના પરિશ્રમમાં પણ તેઓ સફળ થયા ને ૧૯૨૨ માં એ પરિષદ તીરૂપુર ખાતે મળી. પરિષદની સ્વાગત સમિતિનાં અધ્યક્ષનું પદ પણ એમને જ મળ્યું. સ્વાગત સમિતિના પ્રમુખ પદેથી આપેલું એમનું ભાષણ ઘણું મનનીય છે. જાહેર વર્તમાન પત્રો અને દેશના નેતાઓએ તે ભાષણની મુક્ત કંઠે પ્રશંસા કરી હતી.

શ્રી. પી. ડી. આશર દેશના ખાદીના ઉદ્યોગમાં ઘણો વિશ્વાસ ધરાવે છે. તેમણે ખાદી કાર્યાલયની એક સંસ્થા સ્થાપી છે. આ સંસ્થામાં અત્યાર સુધી પંદર લાખ રૂપીઆની ખાદી ઉપજી શકી છે. દેશમાંની ખાદી કાર્યાલયની સંસ્થાઓમાં આ સંસ્થા પહેલા દરજ્જાની ગણાય છે અને અહીંઆથી આખા દેશમાં ખાદી મોકલવામાં આવે છે. આ ખાદી કાર્યાલયની વ્યવસ્થા તેઓ નિઃસ્વાર્થ વૃત્તિથી કરતા આવે છે.

સરકારી આબકારી રાજનીતિથી દારૂનું વ્યસન ઘટવાને બદલે વધતું જાય છે તેથી તેમણે મજુર વર્ગના સમક્ષ ભાષણો આપી ૧૯૨૧-૨૨ માં દારૂનું વ્યસન છોડાવવાની પ્રવૃત્તિ કરી. આથી કોઇમ્બટુર જીલ્લામાં દારૂના લીલાઉંની કીંમત ઓછી થઇ અને સરકારી આમદાનીમાં ઘટાડો થયો એટલે તેઓ સરકારની આંખમાં આવ્યા ને તેઓની દરેક જાહેર હિલચાલની નોંધ સરકારનાં દફતરોમાં રહેવા લાગી.

દેશના નેતાઓ જેઓ દક્ષિણ હિન્દના પ્રવાસે આવે તેમનું આતિથ્ય તિરૂપુરમાં શ્રી. પી. ડી. આશરને ત્યાં થાય જ.

મહાત્મા ગાંધીજી, દેશ બન્ધુ ચિત્તરંજનદાસ, પંડિત મોતીલાલ નેહરૂ, શ્રીયુત્ વી. જે પટેલ, શ્રીમતી સરોજિનિ નાયડુ, શ્રી. એસ. શ્રીનિવાસ અયંગર, શ્રી- સત્યમૂર્તિ, બેગમ બીઅમ્મા, મૌલાના શૌકતઅલી, શ્રી. જમનાલાલ બજાઝ, શ્રી. શંકરલાલ બેન્કર, ધી રાઇટ ઓનરેબલ શ્રી. શ્રીનિવાસ શાસ્ત્રી વિગેરે વિગેરે દેશભકતોનાં આતિથ્યનું સૌભાગ્ય શ્રી- પી. ડી. આશરે મેળવ્યું છે. દેશનાં સાર્વજનિક કાર્યમાં શ્રીયુત આશર છુટે હાથે સખાવત કરે છે.

દેશનાં રાજનૈતિક વાતાવરણમાં ઉભા થએલા અને પક્ષોમાંના દરેકમાં શ્રી- પી. ડી. આશર પ્રતિષ્ઠા પામ્યા છે. અસહકારી કે સ્વરાજીસ્ટ, ઇન્ડીપેન્ડેન્ટ કે જસ્ટીસ,

દરેક પાર્ટીના નેતાઓ સાથે તેમને ખાસ મિત્રતા છે કોઇમ્બતુર જીલ્લાની ચેમ્બર ઓફ કોમર્સ જેમા ઘણે ભાગે યુરોપીઅન પેઢીઓના સંચાલકોજ મેમ્બર છે અને દેશી વેપારી તેમા મેમ્બર થવા પામતા નથી તેમા પણ શ્રીયુત પી ડી આશર એક મેમ્બર છે.

આ સર્વ સાર્વજનિક પ્રવૃત્તિઓમાં પણ તે ભાટીઆ જ્ઞાતિને ચુકયા નથી ભાટીઆ જ્ઞાતિની જેટલી પરિષદો ભરાય છે. તે સર્વેમા તેઓ ઉલટ ભર્યો ભાગ લે છે અને પોતાનાથી બનતી સહાયતા આપે છે.

અસહકારની ચળવળમા જોડાયા પછી તેઓને કોઇમ્બતુર ડિસ્ટ્રીક્ટ બોર્ડના પ્રેસિડેન્ટનો હોદ્દો સ્વીકારવાને સરકાર તરફથી માગણી થઇ હતી પણ પોતે અસહકાર સ્વિકારેલ હોનાથી તે માગણીનો તેમણે આભાર પૂર્વક અસ્વિકાર કર્યો હતો

શ્રી પી ડી આશર પોતાની જાતમહેનતથી આગળ વધ્યા છે. એમનાં જીવનમાંથી ઘણુ શીખવાનુ મળે તેમ છે. એમના એક અંગતના સ્નેહીએ એકવાર પુછ્યુ કે 'તમો ઘણીજ નિકૃષ્ટ હાલતમાથી આટલા ઉચ્ચ પદને પામ્યા તે તમારા ક્યા ગુણોને આભારી છે તે હું જાણવા માગુ છુ" ત્યારે શ્રીયુત આશરે હસતા હસતાં જવાબ આપ્યો કે " માણસ પોતે પોતાનેજ જેવો ચાહે તેવો બનાવી શકે છે મનુષ્ય યત્ન અને ઇશ્વર કૃપા એ મારો મુદ્રાલેખ છે બીજાને ઉપયોગી થવાની નિરંતર વૃત્તિ અને ઇશ્વર ઉપર અચળ શ્રદ્ધા એ મારી પ્રકૃતિના ગુણ છે યશ કે અપયશ મેળવવાને બીજા કોઇનું અવલંબન આવશ્યક નથી જો તમે તમારૂ કર્તવ્ય બજાવે જશો તો યશની પુષ્પમાળ તમારા કંઠમા આપો આપ આવી પડશે અને જો કર્તવ્યથી વિમુખ થશો તો અપયશના ટોપલે ટોપલા ભારી લેશો '

શ્રીયુત પી. ડી આશરે તામિલનાડ પ્રાંતિક પરિષની સ્વાગત સમિતિના અધ્યક્ષ સ્થાનેથી આપેલા ભાષણનો એક મનનીય ફકરો આ નીચે આપેલ છે –

"Brother Delegates, your humble servant is only voicing here today, what leaders of the movement have told us in other places I am only reminding you of those teachings as I expressed to you at the very start I am painfully aware how unworthy I am of even giving expression to such high ideals and it is only in my representative capacity as spokesman of my committee I have dared to say anything at all By birth and by life long training I belong to the capitalistic and commercial class and as a Congressman, I fall far far short of these ideals, *in any Congress work that I may be said to have done so far. My only excuse for saying so much, is, that I sincerely believe that every Congress worker should have these ideals foremost before* him and place the same before the masses at large, in working the various items of the constructive programme however much, each such individual worker may not himself come up to the mark. Again I wished to emphasise, that we are gathered here with the full conviction that we are out to win Swaraj or Self Realisation for our country and in our self efforts to win Swaraj, we are not working for ourselves only, but for a humanitarian ideal Swaraj for all humanity. That is the mission we are destined to work out We do not want a Swaraj without the soul of India in it. We do not want a Swaraj 'Made in England' We have a national soul a national culture a national genius and a national civilisation our own, and we want a truly national Swaraj *We are on the throes of a cultural conquest* and we are assiduously being taught to believe that we as a nation cannot live and thrive without a foreign tongue, without a foreign education without foreign

Sjt. Purushottam Nanjee
Hon Magistrate and Member of Landing and Shipping dues Committee Mangalore
શ્રીયુત પુરૂષોત્તમ નાનજી, મેંગલોર



Srijut, Hirjee Khiaraj
Hon Magistrate & managing Partner of Messrs. Veljee Shivjee & Co Cochin
શ્રીયુત હીરજી ખીઆરાજ, વેલજી શિવજી કંપનીવાળા, કોચીન.

દેરાસરજી તથા આયંબીલશાળા માટે ટ્રસ્ટી મંડળ સ્થાપી તે સર્વ મિલ્કત એમને સ્વાધીન કરેલી છે.

૧૯૭૬ ના વર્ષમા શ્રી હીરજી ભાઈને તેના શ્રીમતી સૌ૰ જેતબાઈને ઉદરે પુત્રરત્ન આપ્યુ હતુ તે બાળક ચી૰ ધનજી દશ મહિનાનુ આયુષ્ય લઈ આવ્યુ હતુ તે પુરૂ કરી ચાલતુ થયુ અને ત્યાર પછી પુત્ર સંતાન નથી આ એક એમના જીવનની સુખાશાઓમા ઉણપ છે

સુશીલ સદ્‌ગુણસંપન્ન અને સ્વધર્મ પરાયણા બહેન ધનબહેન ખારા સમુદ્રમા મીઠી વિરડી જેવી તે પણ આ નશીબ મન્દ ભાઈનો ઉગતો જતો કીર્તિસૂર્ય જોવા ને આ સંસારમા રહી નથી અઢી વર્ષ પહેલા સ્વર્ગવાસી થઈ છે એ પણ શ્રી હીરજી ભાઈના જીવનમા એક શોક નિશાની રહી ગઈ છે.

શ્રી હીરજી ભાઈ મુંબઈની પ્રતિષ્ઠિત નામીચી પેઢી શેઠ વેલજી શીવજીની પેઢી સાથે ૧૯૬૭ થી જોડાયલા છે ૧૯૭૮ ના ચૈત્ર માસમા તેઓ કોચીનમા આવેલા છે. ત્યારથી તેઓ કોચીનની પેઢીની નામનામા વધારો કરતા આવ્યા છે. હાલમા મરચેંરીના વેપારી મંડળમા આ પેઢી વધારે શાખ ધરાવે છે. અને સ્થાનિક શ્રી જૈન મતની અગ્રગણ્યતામા પોતાની પેઢીનુ નામ પ્રથમ ક્રમમા મૂક્યુ છે.

હાલના શ્રી જૈન દેરાવાસી સંઘના કાર્યવાહક મંડળમા શેઠ ધનજી લીલાધર, શેઠ વેલજી શીવજી શેઠ ગોવર્ધનદાસ હાથીભાઈ શેઠ આણંદજી માધવજી (શેઠ દેવસી પેથરાજ કાથાવાલા) શેઠ લક્ષ્મીચંદ નથુ શેઠ હરજીવન જીવન, અને શેઠ ભાણજી જેઠા એના એ મુખ્યના સભ્યો છે શેઠ વેલજી શીવજી કું તરફથી સ્થાનિક દેરાસરજીમા આયંબીલનુ ખરચ અપાય છે અને અનાર ન થાય પૂજા પ્રભાવના ઠીક થયા કરે છે

અમુક વર્ષ ઉપર સ્થાનિક શ્રી કોચીન ગુજરાતી વિદ્યાલય જે શ્રી મહાજન શ્રી સમસ્તનુ છે તે કઈ વિખવાદને લીધે બંધ પડેલુ તે ગત શ્રી હીરજી ભાઈએ પોતાના ઉપર બધુ જોખમ વહોરી લઈ ખોલાવ્યુ અને ત્યારથી તેઓ શ્રી વિદ્યાલયની કાર્યવાહક કમિટિના પ્રમુખ પદે બિરાજે છે

સ્થાનિક મરચન્ટ એસોસીએશનમા પણ મજકુર પેઢીના વતી શ્રી હીરજી ખીઅરાજનો ભારે મોભો છે એટલુ જ નહી પણ તેઓ એક સરપંચ તરીકે મનાય છે અને વેપારીઓના વાંધા પ્રસંગે માલના કજીઆ વગેરે તેમના કરેલા ચુકાદા એસોસીએશન અને સરકારી અદાલત પણ કબુલ કરે છે

આવા એક ગર્ભ શ્રીમંત વંશપરંપરાની કુલીનતામા ઉછરેલા ખાનદાન કુટુંબના પુરુષને કોચીનની નામદાર સરકારે ઓનરરી મેજીસ્ટ્રેટના માનવંત હોદ્દો અર્પ્યો છે તેઓ ઓનરરી મેજીસ્ટ્રેટ્સની બેન્ચમા નિયમિત હાજરી આપી ન્યાયના કેટલાક પ્રશ્નોમા પોતાના વિચાર અને બુદ્ધિનો તારીફ કરવા લાયક પરિચય આપી કોચીન સરકારના ન્યાય ખાતામા પ્રજાકીય ન્યાયાધીશ તરીકે કચ્છને -બૃહદ્ ગુજરાતને શોભાવી રહ્યા છે.



## શ્રીયુત પુરૂષોતમ નાનજી

દક્ષિણ કર્ણાટકના મુખ્ય શહેર મેંગલોરમા પણ ગુજરાતી ગૃહસ્થોની વસ્તી છે તેમા ભાટીઆ જ્ઞાતિના ગૃહસ્થ શ્રીયુત્ પુરૂષોત્તમ નાનજી એક માનનીય વ્યક્તિ છે. તેઓ સ્વાશ્રયથી ઉચ્ચ સ્થિતિ મેળવી દક્ષિણ કર્ણાટકની સરકારમા અપૂર્વ માન ધરાવે છે એટલુ જ નહિ પણ પોર્ટ ખાતાની સુધારણા માટે નિયુક્ત થએલી કમિટિમા તેઓ સભ્ય તરીકે બિરાજે છે અંગ્રેજી ભાષાનો પ્રાથમિક અભ્યાસ જ કર્યો છતા તેઓ સારા સારા યુરો

પીઅન અમલદારોને પણ પોતાનાં અંગ્રેજી જ્ઞાનની વક્તૃત્વ કલા અને વિચારોની મૌક્તિકતાથી હેરત પમાડે છે.

શ્રીયુત પુરૂષોત્તમ નાનજીનું બાલપણ પોતાની જાતેજ વીતેલું ત્યાંની મીશન સ્કૂલમાં પ્રાથમિક અભ્યાસ કરી બાદમાં ખાનગી શિક્ષકો દ્વારા ગૃહ શિક્ષણ મેળવ્યું છે. તેઓ ગર્ભ શ્રીમંત હોઇને મોટી વયે એમના હસ્તક એમના શ્વસુર શેઠ કાનજી હીરજીની પેઢીનો વહીવટ આવ્યો એ વહીવટમાં તેમણે ભારે કુશલતા બતાવી. પોતે પણ નિજનો વ્યાપાર શરૂ કર્યો. વેપાર રોજગાર મેંગલોરમાં જામતાં ત્યાં સ્થાયી રહ્યા. મેંગલોરમાં એમની ઘણી સ્થાવર મિલ્કતો છે બંદર કિનારા પર વસ્તક વિલાસ નામનું સુંદર મકાન છે એ એમણે બંધાવેલું છે એટલુંજ નહીં પણ એ મકાનનો ઇજનેરી પ્લાન પણ એમના જ મગજમાંથી નીકળેલો છે મેંગલોરમાં આ વસ્તક વિલાસની હરિફાઇમાં ઉતરે એવાં થોડાંજ મકાનો હશે. મેંગલોર બંદરની સુધારણા માટે સરકાર તરફથી નીમાએલી કમિટિમાં તેઓ સભ્ય છે અને એ કમિટિની બેઠક વેળા એમને કલેક્ટર, પોર્ટ ઓફીસર, કસ્ટમ ઓફીસર વિગેરે સત્તાધીશ અમલદારો સાથે વિચાર વિનિમયમાં ઘણી વાર અથડામણમાં આવવું પડે છે. પરંતુ બંદરની નિખાલસ નિ:સ્વાર્થવૃત્તિથી સુધારણા કરાવવાના એમના ઉચ્ચ મનોઆશથી મદ્રાસની સરકાર એમનાં જ્ઞાન, વિચાર શક્તિ અને ઇજનેરી મગજના વારવાર વખાણ કરે છે,

મદ્રાસની સરકારે મેંગલોર ખાતેની સ્પેશ્યલ મેજીસ્ટ્રેટસની બેન્ચમાં એમને માનવન્ત હોદ્દો આપ્યો છે. તેઓ કર્ણાટિકી વણીયો, વેપારીઓ અને અંગ્રેજી પેઢીઓના એજન્ટોમાં ઘણો સારો લાગવગ ધરાવે છે.

એમના એક મોટા ચીરંજીવી જેઓ પિતાને જમણા હાથ રૂપ થઇ પડત તેમના અકાલ મૃત્યુથી તેઓ હવે સંસારની જંજાળમાંથી વિરક્ત જેવા થઇ ગયા છે અને એમની સ્થિર કાયમી બંધાઇ રહેલો વ્યવસાય અને સ્થાવર મિલ્કતાદિકનાં ઉત્પન્ન દ્વારા સંતોષી જીવન ગાળે છે એમના સવિસ્તર જીવન વૃતાંત અને લેન્ડીંગ એન્ડ શિપીંગ કમિટિના મેમ્બર તરીકેના હોદ્દા પર રહી એમણે બજાવેલી વેપારીઓની સેવાના અનેક પ્રસંગોનો હેવાલ સવિસ્તર લખાવો જોઇએ પણ ખેદ માત્ર એટલો જ છે કે તેઓ કેવલ નિરાભિમાની સરલ જીવન ગાળનારા અને શોર બકોર વિના મુંગું કાર્ય કરનારા વૃત્તિના હોવાથી એ સર્વ પ્રસંગની વિગતની બાતમી મેળવી શકાતી ઘણા સમય અને શક્તિના વ્યયની જરૂર પડે તેમ છે

આવા એક બાહોશ નર આવા દુર્ગમ પ્રદેશમાં આપણા સમાજની વચ્ચે છે એજ ગૌરવની વાર્તા છે.



## સ્વ. શેઠ વાઘજી જેરાજ

અલેપી એ પણ ગુજરાતીઓનો સુંદર કોલોની છે. ત્રાવણકોર સરકારનું એક અગત્યનું બંદર છે દરિઆ કિનારા પર જ અંગ્રેજી વેપારી પેઢીઓની ઓફીસો ને ગોદામોની સાથે સાથે જ ગુજરાતી વેપારીઓના જુદા જુદા ઉદ્યમવાળાં ગૃહ ભવનો આવેલા છે. વહાણવટું એ ભાટીઆ જ્ઞાતિનો સદીઓ પહેલાનો ધંધો છે- સદીઓ પહેલા તેઓ દૂર દૂરના આફ્રિકા, મિસર, બાબિલ, ગ્રીક વિગેરે મુલકોમાં હિન્દના-ગુજરાતના ભાટીઆ વેપારીઓની વહાણની પોઠો ચાલતી હતી તો આ ત્રાવણકોર જેવાં નન્દનવન અને રમણીય જેવા સંસ્થાનમાં ભાટીઆ વેપારીઓની વણજારો પડી હોય એમ નવાઇ શું ? જો કે આજ એ બધું સંભારીને રડવું આવે એમ છે તો પણ ભાંગ્યું ભાગ્યું તોયે ભરૂચ. આજ પણ એ ભાટીઆ બાદશાહીના રહ્યા સહ્યા અવશેષ અલેપીમાં છે. પ્રભુ એ અવશેષો ટકતાં રાખો !

આ અલેપીમાં જ ભાટીઆ જ્ઞાતિના ભૂષણરૂપ શેઠ

વરસો પહેનાં વાઘજી જેરાજ નામના એક ગૃહસ્થ થઇ ગયા છે. તેઓ મનગારના વાત કહેવાતા મલબારના વાત કે ગુજરાતના કે કચ્છના ? એ જટિલ સમસ્યા છે પરતુ એ વાઘજી શેઠ મનગારના જ વાત કહેવાઇ ગયા છે એમનો જન્મ પણ મલબારમા જ અલેપીમા જ થએલો અસલ તેઓ કચ્છ તેરાના રહીશ. અલેપીમા જેરાજ શેઠ સુક, મરીનો વેપાર કરતા.

સ ૧૯૧૨ ની સાલમા વાઘજી શેઠનો જન્મ થએલો મોટી ઉમ્મર થતા વાઘજી શેઠે પોતાના પિતાજીનો ધધો ઘણા મોટા પાયા પર ખીલવ્યો સમાજ ઉપર એણે એવી રોક બેસારી હતી કે તેઓ વાઘજી કહેવાતા કોઇ પણ દેશી જરૂ એરગુ શેઠ ની આમન્યા લોપી શકતો નહી મલબારી માણસો તો ગુજરાતીઓ ના કોનોનીમા નીકળતા થરથરતા વાઘજી શેઠના નગના આગળથી તેઓ અદબ બીડ્યા વિના ચાલી ન શકતા

વાઘજી શેઠના જીવનના અનેક પ્રસગો ઘણા સરમરણીય અને ગૌરવાન્વિત છે.

એમના પુણ્યપ્રતાપ ગાળમા એમના ગોદામની મોખરે ભુગણમા સુક મુકી હતી તે એમદ પરદેશી અજાણ્યા આરબે આગ ઉડાડી હશે અને તેમા વાઘજી શેઠના માણસ સાથે એ આરબનો બોલવા ચાલી થઇ ને નાની સુની વાતમાથી મોટુ રમખાણ જાગેલુ તે વખતે પણ વાઘજી શેઠને પોતાના પ્રતાપનો ઘણો મોટો ઉપયોગ કરવો પડ્યો હતો

અલેપીથી થોડે દૂર અમબાપુઝાનુ રમણ્ય સ્થાન છે ત્યા એક પ્રાચીન અને ધનાઢ્ય દેવાલય છે તેમા દર્શનાર્થે અદર પ્રવેશવા માટે દેવાલયના મુખીઓ તરફથી ગુજરાતીઓને નિષેધ કરવામા આવ્યો અને આ નિષેધના ભોગ શેઠ વાઘજી શેઠ પણ થઇ પડ્યા આ પ્રતિભાશાળી પુરુષ તરફથી તરતજ દેવાલયના કાર્યકર્તાઓ પર ફરિયાદ માડવામા આવી ઘણા ખરચ, વખત અને મહેનતના પરિણામે એ ફરિયાદમાં વાઘજી શેઠને વિજય મળ્યો

આ ન્યાયના ચુકાદામાં વિદ્વાન ન્યાયાધીશે ઘણી શાસ્ત્રોક્ત બાબતોનો ઉલ્લેખ કર્યો છે અને ફુલસ્કેપના ૨૦૦ શીટસમા ફેસલો છે આ ફેસલો એક સુન્દર ઐતિહાસિક પ્રમાણ રૂપે જાળવી રાખવા લાયક છે

આ ચુકાદામાથી એક અગત્યની બાબત તરવરી આવે છે કે બહાર ભાષા ભણી ગમે તેવા વિદ્વાન ગૃહસ્થ ગુજરાતના નાતજાત અને રીતરિવાજોથી ઘણા અજ્ઞાત હોય છે જે વિદ્વાન ન્યાયાધીશે આ ફેસલો આપ્યો છે તે ગૃહસ્થ ગુજરાતના જ્ઞાતિ બધારણથી કેવળ અજ્ઞાન માલુમ પડે છે આનુ કારણ આપણી જ બેદરકારી છે ગુજરાતના ઉચ્ચ ગુણીજનોનો પરિચય આપણા વિદ્વાન શાસ્ત્રીઓએ ઈતર ભાષા ભાષી લોકોને કરાવ્યો નથી

વાઘજી શેઠ ઘણા પ્રતાપશાળી પુરુષ હોવા છતા આ ફરિયાદની રજુઆતમા એક ભૂલથાપ થવા પામી છે અને વિદ્વાન ન્યાયાધીશ પણ ગુજરાતી હિંદુઓને દક્ષિણના દેવળોમા પ્રવેશવાના અધિકારની મીમાસા કરતા કરતા એ મુદ્દો પડતો મૂકી વ્યક્તિ પરત્વે ચાલતા ગયા છે સમસ્ત ગુજરાતી હિન્દુ પ્રજાને મનગારના દેવાલયોમા પ્રવેશવાનો અધિકાર સાબીત કરવાને બદલે માત્ર એક ભાટીઆ જ્ઞાતિ માટે જ એ અધિકાર સિદ્ધ કર્યો છે અને બાકીના સમાજ કે જ્ઞાતિઓની વાત ને કોરાણે મૂકી છે. પણ એ જમાના વખતે આ બાજુ મુત્સદીઓનુ આવાગમન બીલકુલ જ નહી અને હજુ પણ ગુજરાતનો મુત્સદીવર્ગ આ બાજુ ઉતર્યો નથી તેમજ સ્થાયી સેકડો વરસ થયા રહેતા ગુજરાતીઓમા કોઇ એવા મુત્સદી નીપજ્યા નથી એ ઘણા ખેદ સાથે લખવુ પડે છે.

વાઘજી શેઠ પોતાના નાના બાળબચ્ચાને છોડી

મોટા શીરણજીના લગ્ન કરી લેવાના મનોરથ ઘણા હતા પણ તે દૈવ ઇચ્છાએ પુરો કર્યા વિના સંગ્રહણીના રોગથી ૪૨ વર્ષની ભરયુવાન વયે ખૂબ માન, પ્રતિષ્ઠા અને ધન સિંચિત મુકી સંવત ૧૯૫૪ની સાલે ા ફાગણ માસની વદ ૩ ને શુક્રવારના સ્વર્ગવાસ પામ્યા.

સ્વ વાગજી શેઠના પાછળ એમના સુપુત્રો પોતાના પિતાનો કારભાર ચાલુ રીતે ચલાવી રહ્યા છે હાલમા એમના વડા પુત્ર શ્રીયુત ધરમશી શેઠ 'ધરમસી વાઘજી' ના નામે વહીવટ ચલાવે છે



## શ્રીયુત્ શેઠ પ્રેમજી દુર્લભદાસ પારેખ

મનવાળમ સાહિત્ય અને સામાજિક રૂઢી રીવાજ આદિકમા આપણો ગુજરાતી સમાજ ઘણોજ થોડો રસ લે છે ગનમાગના બ્રાહ્મણ ક્ષત્રિય અને શુદ્રાદિ કોમના અભ્યાસ કરવા લાયક રીત રિવાજો જાણવાનો અવકાશ કે જરૂરીઆત પણ આપણા સમાજે સમજી નથી સેકડો વર્ષ થયા આપણો વસવાટ આ બાજુ છે પણ આપણા સમાજમાની એવી થોડીજ વ્યક્તિઓ હશે કે જે આ પ્રદેશના લો સમાજની સ્થિતિ તરફ ધ્યાનપૂર્વક નિહાળતી હોય શેઠ પ્રેમજી દુર્લભદાસ એ થોડી વ્યક્તિઓમાના એક છે એટલુજ નહી પણ ઘણા લાંબા વખત થયા જે ગુજરાતીઓ આ પ્રદેશમા આવી વસ્યા છે તેમાના એક વેપારી ગૃહસ્થ કુટુંબના તેઓ છે

કાઠીઆવાડના માગરોળ શહેરના શેઠ વસનજી પીતાંબર માગરોળથી અહીઆ બ્રિટિશ મલબારમા આવેલા પોતાની શહેરમા આવી વસ્યા હતા પોતાની ઇમારતી લાકડાના વેપારનુ એક અગત્યનુ મથક છે શેઠ વસનજી પીતાંબર સોરઠીઆ વણિક જ્ઞાતિના એમનો વેપાર ઘણો ખીલતો હતો એ વખતે કહે છે કે પોતાનીમા પંદર ગુજરાતી કુટુંબો હતા પંદર ઘર હતા પણ એ ઘર કેવા કે ઘર જેવા ઘણા સુખી વૈભવી અને અમીર આજ પોતાનીમા એ ગુજરાતના ગૌરવના નીર ઓસરતા છે

શેઠ વસનજી પીતાંબરનો વેપાર ધીકતો ને સન્તાન કશુ નહિ એટલે એમણે પોતાના સગા શેઠ નાનજી સુંદરજી પારેખને માગરોળથી બોલાવ્યા નાનજી પારેખ કુટુંબ સાથે અહીઆ આવ્યા અને વસનજી શેઠના વેપારમાં મદદગાર થઇ પડયા આ વખતે સ્ટીમરોની ધમાલ ન હતી દેશી વહાણો મારફત જ અવર જવર થતી

નાનજી પારેખના સુપુત્ર દુર્લભદાસ પારેખ મોટી ઉમરના થતા ધીમે ધીમે પોતાના બુદ્ધિકૌશલ્યથી શેઠ વસનજી પિતાંબરના રોજગારમા ઘણો બહોળો ફેલાવો કર્યો તેથીશેઠ વસનજી શેઠે શ્રી૦ દુર્લભદાસને પોતાના વહીવટની બધી લગામ સોંપી

શ્રી દુર્લભદાસ પારેખ પાકા હિસાબશાસ્ત્રી, એક વચની ને વ્યવહાર કુશળ હતા તેમણે નામના પ્રતિષ્ઠા અને પુંજીમા સારો વધારો કર્યો દુર્લભદાસ પારેખને ચાર પુત્રો (૧) શામળદાસ (૨) દામોદરદાસ (૩) પ્રેમજી ભાઇ અને (૪) છગનલાલ

શ્રી દુર્લભદાસના જયેષ્ટ પુત્ર શ્રીયુત્ પ્રેમજી ભાઇને પોતાના બીજા ભાઇઓ સાથે માગરોળ જવુ પડયુ ફાગણ ૧૯૩૩મા પ્રેમજી ભાઇનો જન્મ થયો અને ૧૯૩૬મા માતુશ્રી મોતીબાઇ સ્વર્ગવાસી થયા એટલે શ્રી નાનજી પારેખ પોતાનીથી પાછા માગરોળ જઇને વસ્યા હતા ત્યા દાદા પાસે પ્રેમજી ભાઇને રહેવુ પડયુ એટલે શ્રી પ્રેમજી ભાઇનો શૈશવકાળ અને પ્રાથમિક શિક્ષણનો સમય માગરોળમા વીત્યો ત્યા થોડા ગુજરાતી ધોરણો સુધીનો અભ્યાસ કર્યા પછી સંવત ૧૯૪૪મા અગ્યાર વરસની ઉમ્મરે તેઓ પાછા પોતાની આવ્યા, પોતાનીમા ખાનગી શિક્ષક રાખી ગુજરાતી અભ્યાસ આગળ વધાર્યો અને ક્રિસ્તી બેસીન જર્મન મિશન સ્કૂલમા મલયાળમ અને અંગ્રેજી અભ્યાસ કર્યો. પાચ

વગ્ગ અભ્યાસ કર્યા પછી એમણે અનાયાસે સ્કુલ છોડી વપા મા ચિત્ત પરોવ્યુ આ વખતે મોટા ભાઇ દામો દરદામ વિગેરે કોચીનમા આવી વસ્યા હતા વગ્ન માટે ફરીને શ્રી પ્રેમજી ભાઇને દેશમા જવુ પડયુ મેદરાામા લગ્ન થયા તેવામા શ્રી દામો ગ્ગામને આફ્રિકા જવાનુ થતા શ્રી પ્રેમજી ભાઇને તુરતમા કોચીન બોલાવવામા આવ્યા કોચીનમા શ્રી પ્રેમજી ભાઇ આવતા જ વેગન વાળા શેઠ નરોતમ હરિદાસના વતી કામ કરવાને નીમાયા ત્યાં વતી શ્રી પ્રેમજી ભાઇએ વેપારમા સારો જશ મેળવ્યો પણ ટુંકા વખતમા જ નરોતમ શેઠ ગુજરી જતા અહીંઆ કોચીનનો વહીવટ બધ કરવો પડયો એટલે શ્રી પ્રેમજી ભાઇ એ જગ્ગોએથી છુટા થયા પછી તેઓ ત્રાવણકોર અને કોચીનના ધાન ચોખા અને મરીઆણાના વેપારીઓ વતી કોચીનમા ખાસ બ્રોકર તરીકે કામ કરવા લાગ્યા શ્રી પ્રેમજી ભાઇનામા પણ વડવાના એ વચન, સત્યનિષ્ઠા પ્રામાણિકપણુ અને ટેક એ ગુણો ઉતર્યા છે આ ગુણોથી દલાલીમા તેઓ ઘણા સ્ટ્રીક્ટ ગણાતા આ સાથે તેમણે જાહેર જીવનમા પણ ઝપલાવ્યુ હતુ

શ્રી પ્રેમજી ભાઇએ પાચ વરસ લાગલાગાટ પાદ રીઓની શાળામા અભ્યાસ કર્યો હતો તેથી એ પાદ રીઓ પોતાના ધર્મના પ્રચાર માટે જે તન મન ધનથી સતત પરિશ્રમ કરી રહ્યા હતા તેમજ નિરાભિમાન અને સામાન્ય સમ ભાવનાથી તેઓ જે કામ લેતા હતા તેની ઉડી અસર શ્રી પ્રેમજી ભાઇના દિલ ઉપર થઇ હતી એટલે પોતાના વ્યવસાયી જીવનમા પણ તે પોતાના ભાઇઓના શ્રેયસ માર્ગ માટે ઘણી ચિન્તા રાખતા એના પરિણામે કોચીનમા વસતા ગુજરાતી હિન્દુ ભાઈઓના બાળકોને ગુજરાતી મલયાળમ અને અગ્રેજી શિક્ષણ મળે એવા હેતુથી સારા પાયા પર શાળા સ્થાપન કરવાની તેમણે કોશીષ કરી બાળકો અને બાળિકાઓ માટે શાળાઓ સ્થાપી પોતે પોતાની ટુક કમાણી માથી પણ હિસ્સો મદદ આપી વખત અને શક્તિનો ભોગ આપી તેને સચાલિત કરી

કોચીન, ગુજરાતીઓનુ આદર્શ કોલોની બને એ એમના દિલની ઝળહળતી ચિતા છે

૧૯૧૬ ના લડાઇના હગામમા વપારના સારા ચાન્સ જોઇ એમણે સ્વતત્ર વ્યાપારિક પેઢીની સ્થાપના કરી અને તે આજે પણ માન આબરૂ સાથે આબાદ રીતે ચાલી આવે છે

વેપારના સ્વતત્ર ક્ષેત્રો ખીલવવામા પુષ્કળ વખત અને શક્તિનો ભોગ આપવામા રોકાયા છતા પણ ગુજરાતી ભાઇઓના બાળકોના શિક્ષણની વાત તો એને ગળે જ વળગી હતી ભારે પરિશ્રમ કરી બીજા લાગ વગવાળા અને મોભાદાર ગણાતા ગૃહસ્થોને પ્રેરણા સમજાવટ અને લાભ તથા ફાયદાનુ પૂર્ણ દિગ્ દર્શન કરાવી એક શિક્ષણની મધ્યમની સસ્થા સ્થાપિત કરવામા તેઓ પરોક્ષ રીતે ફળીભૂત થયા પણ સમસ્ત પ્રજા વેપારી ધોરણે જીવન નિવાહવતી હોવાથી બાળકો પ્રત્યે ના દુર્લક્ષના લીધે આવા એક દિલદાઝવાળા પુરૂષના પ્રયત્નનુ પરિણામ જેવુ જોઇએ તેવુ આવ્યુ નથી

તેઓ પોતાની મુગી સેવા સમાજ આગળ ધરતાં હતાશ દિલે પોતાનો અનુભવ નીચે પ્રમાણે રજુ કરે છે

કેળવણી પ્રત્યેનાં દુર્લક્ષનુ મૂળ કારણ આમ છે આપણા ભાઇઓ એક તો જુદા જુદા ગામોમાથી આવી અહીઆ કમાવા ખાતર ભેગા થએલા દરમ્યાન આ ગામની અદર તેલ ધાન ચોખાનો સટો સારો ચાલતો હોવાથી તેની અને દલાલીની કમાણીમા સારો ચાન્સ મળતો રહ્યો અને ભવિષ્યમા પણ આવી જ સ્થિતિ નીભી રહેશે એવા દુર્મોહથી કેળવણીની દરકાર કરી નહી પ્રમાદવશ વેપારની ભવિષ્યની ગતિને નહી ગણકારતા

મોટા ખરચા, અધશ્રદ્ધાળુ વેપાર અને થોડી મૂડીએ મોટો વેપાર ચાલુ રાખ્યો આ અરસામા મેમણ ભાઇઓ જેઓ આ લાના વખતના રહીશ ગુજરાતી હિન્દુ ભાઇઓને ત્યા વચ્છીઆત તરીકે રહી વેપાર કરતા હતા તેમણે આ દેશના વેપારની પુરી બાતમી મેળવી લીધી ને ગુજરાતી હિન્દુ ભાઇઓની નમળાઇનો ટકો મળવાથી પોતાના વેપારની ખીલવણી કરતા આવ્યા ને આજ તેઓ કચ્છી મેમણ ભાઇઓ, ગુજરાતી હિન્દુ ભાઇઓ આ અહીઆના માપિના ગૃહસ્થોના હાથના વેપારની લગામ પોતાના હાથમા લઇ વપારનો બહોળો પથારો ભરી સારો વેપાર કરી રહ્યા છે દોઢ સો વરસ થયા અહીઆ આપણા ભાઇઓના જુથ જામ્યા પણ એટલી મુદ્દત દરમ્યાનમા એક પણ ઉચી કેળવણી લઇ ગ્રેજ્યુએટ થવા પામ્યો નથી અને કોઇ રાજકીય ખાતામા કે યુરોપિઅન વેપારીઓની પેઢીમા દાખલ થઇ શકયો નથી ને હજુ ભવિષ્યમા કઇ સારૂ પરિણામ લાગતુ નથી માટે જો ગુજરાતી હિન્દુઓ સમયને અનુસરતી કેળવણી લઇ સારો પ્રમાણિક સમાજ રચી ખતથી વેપાર ને ઉદ્યોગ કરશે તો હેવુ પણ ફાવી શકશે નહીં તો આગળ જતા ભવિષ્ય સારૂ નથી કારણ મલબાર પ્રજા પણ કેળવણીમા આગળ ધસે છે અને તેણે ગુજરાતી ભાઇઓના હસ્તકના વેપારની લગામ હાથમા લેવાનુ શરૂ કરી દીધુ છે

શ્રીયુત્ પ્રેમજી દુર્લભદાસ આ ઉપયોગી ગ્રથમા પોતાના નીચેના વિચારો સંગ્રહી રાખવા ભલામણ કરે છે

મલબારમા વસનારા ગુજરાતી હિન્દુ ભાઇઓએ પોતાની વર્ણને જ્ઞાતિના ધર્મનુ સામાન્ય જ્ઞાન મેળવવુ તેમા મુખ્ય બ્રાહ્મણોએ પોતાની પદવીને દીપાવે તેવા અભ્યાસી બનવુ

ભાટીઆ લોહાણા જ્ઞાતિના ગૃહસ્થોએ પોતાનાં ક્ષાત્ર તેજ અને ક્ષાત્ર ધર્મ ઉપસ્થિત કરવા અને અસલનુ રાજ તાત્રિક ખમીર ગુમાવ્યુ છે તે મેળવવાનો પ્રયાસ કરવો

વઇશ્યો જે શાહ કહેવાતા તેમણે શાહપણુ ડુલ ન થાય તે માટે કાળજી રાખવી પોતાની પ્રમાણિકપણાથી બહોળા વેપારમા સાહસ ખેડવા ને મલબાર તથા પોતાના અસલ ગુજરાત દેશનું તારણ કરવુ

શુદ્ર ભાઇઓએ ઇતર ધર્મવાળાઓ પ્રતે પોતે જેટલું માન ધરાવે છે તેથીએ વિશેષ પોતાના ધર્મના ઉચ્ચ વર્ણના લોક પ્રત્યે માન રાખી તન્મનથી સમાજનુ શ્રેય સાધવામા સાધન ભૂત થવુ

મેમણ ભાઇઓ પોતાના વેપારમા સાહસ કરીને આગળ વધે છે ને પોતાના વતન ગુજરાત દેશને આબાદ કરે છે તેમને ધન્યવાદ ઘટે છે તેમના મુનીમો અને મહેતાઓ જે પ્રમાણિકપણા અને ખરી નિષ્ઠાથી વર્તન ચલાવી પોતાની પેઢીઓને લાભ કરી રહ્યા છે તે ઘણુ સ્તુતિ કરવા લાયક છે

તેઓ આ દેશના હાલના વેપારી સંતો આ રાજદ્વારી કાયદાઓ જોતા વેપાર ને નાણાની સલામતી રહે એવો સભાળ ભર્યો વહીવટ ચલાવે આ અગ્રેજી મલબારી સારૂ જ્ઞાન મેળવી પોતાનો કાયમનો જમાવ થાય તેવા પ્રયત્ન કરે ને આપસ આપસના હરિફાઇમા ઉતરી વેપારમા મળતા ચાન્સ ન ગુમાવે એવી ઇશ્વર પાસે પ્રાર્થના છે

હિન્દુઓએ જો રાજદ્વારી બાબતમા આગળ વધવુ હોય તો નીચેના થોડા સુત્રો ને અનુસરવુ

દરેક હિન્દુએ શાકાહારી બનવુ મારા, માંસ, શરાબ આદિનો ત્યાગ કરવો દેવ દેવીઓની મૂર્તિઓ પાસે ભોગના નામે થતી જીવ હિંસા દૂર કરવી

દરેક હિન્દુએ પોતાના હૃદયબળ અને શરીરબળને વધારવુ પોતાનાથી ઉતરતી કોમના સમાજને ઉન્નત સ્થિતિમા લાવવાના પ્રયાસ કરવા

પરસ્પર વિશ્વાસ ને પ્રેમ ધારણ કરવા

એક ઇશ્વરી તત્વને માનવુ

પોતાના દેશમા બનેલી ચીજો વાપરવી અને વગર જરૂરિયાતની વસ્તુઓનો ઉપયોગ ન્યો

ઉડાઉ ખર્ચા અને હાનિકારક રૂઢીઓ બંધ કરવી અદેખાઇનો ત્યાગ કરવો

સ્વદેશના રક્ષણનો ભાર જુના વખતમા ક્ષત્રિયો ઉપર હતો પરંતુ તેણે દુર્મોહ તૃષ્ણા અને વઇભવ વિલાસથી પોતાના બળનો દુરવ્યય કર્યો અને બીજી હિંદુ વર્ણની કોમોને પોતાની ક્ષત્રિય કળા શીખવી નહી તેમ તે કાર્યમા એમની સહાયતા લીધી નહી ને સ્વદેશને ગુમાવ્યો માટે હવે ક્ષત્રિયો ઉપરજ માત્ર સ્વદેશના રક્ષણનો ભાર છે એ વાતને અળગાવી નાખી જેમ બીજા દેશોમા દરેક દરજ્જાના લોકોએ પોતાના દેશ ને જાતિના રક્ષણનો ભાર પોતાના પર ઉઠાવ્યો છે તેમ પ્રત્યેક હિંદુએ પણ પોતાના દેશ અને જાતિનાં રક્ષણનો ભાર પોતાના પર ઉઠાવી લેવો.

---

## શેઠ મહમ્મદઅલી વલીજી ચાંદાભાઇ

વેપાર અર્થે ગુજરાતની જે કોમો પોતાનું વતન છોડી આ મલબાર પ્રદેશમા આવી વસેલી છે તેમા વહોરા કોમનું પણ સ્થાન છે જો કે કચ્છી મેમણ ભાઇઓ, તેમજ ભાટીઆ, લોહાણા અને વણીક ભાઇઓ જેટલા જુનો વહોરા ભાઇઓ નહી હોય તો પણ કાનાનોર અને અલેપીમા કેટલાક જુના વહોરા કુટુંબો વસે છે આ કોચીનમા જે વહોરા વેપારીઓ છે તેમા અત્યારે સૌથી આગળ પડતુ નામ શેઠ એમ વલીજી ચાદાભાઇની કારમનુ છે આ કારમને મલબાર સાથેના વેપાર માંથે ૩૦–૩૫ વરસ થવા સંભવ છે આ કારમના સ્થાપક શેઠ વલીજી ચાદાભાઇ એ મુળ લીંબડીના વતની હોઇને મુંબઇમા આવી વસી ભાથા બજારમા પોતાના ગાઢ બળ અને જાત મહેનતથી આગળ વધી એક પ્રતિષ્ઠિત પેઢી નાખેલી તેઓ શેઠ માહસિક અને ગરીબ કોમી બન્ધુઓ અને ગરીબ વહાલાઓ પ્રત્યે અનહદ હમદર્દી ધરાવતા હતા ગયા વરસમા તેઓ જન્નતનશીન થયા છે. તેઓ કોચીનથી પ્રથમ કાથા સીદરીનો માલ મગાવતા, પછી જેમ વેપાર ખીલતો ગયો તેમ આડતમા કામ કરવા માડયુ અને એક ખાસ ગાણુગ કોચીનમા રોકવામા આવ્યુ છેવટે વેપારમા બરકત વધતી જવાથી કોચીનમાં ૧૯૧૮ ના વર્ષમા સ્વતંત્ર પેઢી ખોલવામા આવી એ પેઢી એમના વડાપુત્ર શેઠ મહમ્મદઅલી શેઠે કોચીનમા પધારીને ખોલી શેઠ વલીજી શેઠને ત્રણ બેટાઓ (૧) શેઠ મહમદઅલી, (૨) શેઠ ગુલામહુસેન અને (૩) શેઠ તાહેરભાઇ.

દેશમા જુના લોક કહેતા કે "ઉંહ એ તો રાઢવા સીદરી વેચનારા સાજ પડે માડ પાચ શેર સીદરા વેચે એમાં તે એની પેટીમા શી બરકત મુકી હશે" એ લોકના આવા શબ્દોથી જ રાઢવા સીદરી–કાથાના રોજગારનુ મૂલ્ય આકી લેવાનુ નથી એ રોજગારમા તો લાખો ને કરોડો રૂપિઆની ઇરકામત સમાયેલી છે એ સાબીત કરી આપવાને શેઠ મહમ્મદઅલી શેઠના પ્રયાસનુ દૃષ્ટાંત બસ છે.

શેઠ મહમદઅલી કોચીનમા આવીને આ રોજગારના ઠેઠ ઉદ્‌ભવનના મૂળ સુધીના જ્ઞાનમા સોસરવા ગયા છે અને આવા વિશાળ ધંધા પર સાર્વભૌમપણુ મેળવવાની તેમની તારીફ લાયક કોશીષ ચાલી રહી છે

વહોરા કોમના વડા તરીકે શેઠ વલીભાઇ કાદરભાઇ વાળાએ આ પ્રદેશમા સ્થાન પ્રાપ્ત કર્યું ત્યાર પછી તે સ્થાન સિદ્ધપુર વાળા અબ્દુલહુસેન અબ્દુલકાદાર વાળાને સાપડયુ હતુ હાલમા આ નશીમમદ પદ શેઠ મહમ્મદઅલી શેઠ ધરાવે છે તેઓ કોમ હિતના હરેક માર્ગમા ઉલટ ભર્યો ભાગ આપે છે

શેઠ મહમ્મદઅલી શેઠ કેળવાએલા, પાશ્ચાત્ય દેશોના વેપારીઓની ઢબે વેપાર કરનારા, ખતીલા, કોમી હમદર્દી વાળા અને સમાજમા વિશિષ્ટ પદ ધરાવનારા છે તેઓ હાલમા પોતાના ખરચે પચુરતીમા એક કોમી બાળક ને બાળિકાઓનો મદરેસો ચલાવે છે, ને મરહુમ પિતાજીના નામ પર એક કાયમી કોમી હિતની સંસ્થા સ્થાપવાની યોજના કરી રહ્યા છે એમની ખાનગી સખા



Sait Mohammadalli Vallijee Chanlabhoy
The pro[illegible]in nt Bhora Coir Merchant, Mattancherry.
શેઠ મહમદઅલી વલીજી ચાંદાભાઈ કોચીન



Mr Abdul Tayabhoy Shekh Kadarbhoy
of Messrs Vallibhoy Shekh Kadarbhoy Co The late
Timber contractors of Travancore Government Quilon
મિ [illegible] તૈયબભાઈ શેખ કાદરભાઈ કોલમ

ધનોની ગણના કરવાના સાધન મળવા મુશ્કીલ છે કાર ણ તેઓ એવો બહાર કોળ બતાવનારા નથી

કોચીન ॥ યાહુદીવાડામા અને એર્નાકોલમમા એ મના દોરડા મીંદરી વણવાના મોટા કારખાના ધમધોકા ર ચાલે છે



## શેઠ વલીભાઇ શેખ કાદરભાઈ

શેઠ વલીભાઇ શેખ કાદરભાઇનું મુબઇમા ઘણુ મોટુ કામમાજ હતુ તેઓ સારા ત્રાવણકોર સંસ્થાનના ત માામ ઈમારતી લાકડાના કુલ મુખ્ત્યાર ઇજારદાર હતા આ બાજુ વહોરા વેપારી ગૃહસ્થોનો અવર જવર નહી જેવો હતો તેવા વખતમા તેઓ અહીઆ કોચીનમા આવેલા પહેલા તેઓ શેઠ ઘેલા નેણશીની આડતમા રહ્યા પછી શે દામજી ... અને પછી શેઠ ભાણજી રામજીની આ ડતમા રહ્યા ત્યારબાદ તેઓએ સ્વતત્ર પેઢી ખોલી ત્રાવણકોર સસ્થાનના જગલમા ઉત્પન્ન થતુ સાગ ગીસ મ વગેરેનું ઇમારતી લાકડુ પહેલો સરકારી ડિપોમા જાય ત્યા જઇ શેઠ વલીભાઇ શેખ કાદરભાઇના માણસો લાકડાનુ માપ કરી લ્યે તેમા સરકારી ખાતાઓને જોઇ તુ હોય તેટલા લાકડાનુ માપ ન થાય તેમજ શેઠ વલી ભાઇના માણસ જે લાકડુ નાપસદ કરે અથવા પોતાને ના ઉપયોગનુ ઠરાવે તેજ લાકડુ પછી જાહેર લીલામમા સરકાર વેચી શકે આ પ્રમાણે દર વરસ લગભગ દશ લા ( રૂપિઆ ॥ લાકડાનુ માપ થતુ અનુમા ( નામા છે

શેઠ વલી ભાઇ શેખ કાદર ભાઇ એ કમ્પની મા બે નામો જોડાએલા છે તે બેઉ માન ભાગીદારોના જ નામ છે

શેઠવલીભાઇના ચીર જીવી શેઠ ઇસમાઇલજી ભાઇ અહીઆ ધાન ચોખાનુ મોટુ કામમાજ કરતા

શેખ કાદર ભાઇને ચાર બેગઓ

(૧) શેઠ એહમદ અલી (૨) શેઠ ગુલામ હુસેન (૩) શેઠ ઇબ્રાહિમ ભાઇ અને (૪) શેઠ અ ( લ તથ ( ભાઇ.

મલબારમા કોપરાં પીલવાની મીલ જો કોઇ સૌથી પહેલા લાવ્યુ હોય તો આ કમ્પની છે વળી કોચી ( અને અલેપીની ખાડીમા યાંત્રિક બળથી બોટો ચાલતી કરનાર પણ આજ કમ્પની છે તે જશ એક નાખુદા શેઠ, બીજા એક શેઠ હુસેન ભાઇ અને ત્રીજા આ કમ્પ ની શેઠ વલીભાઇ શેખકાદરભાઇના સંયુક્ત સહકારને છે

કોચીનમા આ કમ્પની તરફથી કોપરાની મિલ ના ખવામા આવી તેમ કોલમમા પણ સંવત્ ૧૯૫૭મા એક મિલ ઉભી કરવામા આવી

કોચીનને ઘોડાગાડી, સાઇકલ, વિગેરેના દર્શન કરા વનાર પણ આજ કમ્પની છે

શેઠ કાદરભાઇ મુબઇ રહેતા અને શેખ વલીભાઇ અહીંની વ્યવસ્થા સંભાળતા

મલબારમા વહોરાભાઇઓનો અવર જવર વધ્યો હોય તો આ પ્રતાપી કમ્પનીના પ્રતાપ છે. આજ જે કાંઇ વહોરા વેપારીઓની ચઢતી જોવામા આવે છે તે આ શેઠીઆની કોમી હમદર્દીને આભારી છે

૧૯૧૨મા આ કમ્પનીનુ કામકાજ બધ પડયુ ત્યાર પછી પણ ચાર પાચ વરસ સુધી ઇબ્રાહિમજી ભાઇએ આ ( નાપી ( મ ચલાવવાની કોશીશ કરેલી આખરે તેઓ ત ( ( ર મૂકેલી મુબઇ જઇ બેઠા તે ત્યા રહી શાન્ત જી ( ( ગાળતા મ ( ( (

મર્હુમ શેખ ( ( આઇના સૌથી નાના બેગ શેઠ અમ ( ( તયબભા ( ॥ કમ્પનીની પ્રતાપી નામ ॥ ( ફરીને સ્થાપવાની કોશીશ કરતા હાલમા પોતાની બાપી ફી મિલ ચલાવવા કોલમમા આગળ ધપાવે ( ( છે ( ( એમની ભલી નેમમા પરમ ( આપો



